## સંપ્રદાયનાં ધાર્મિક પુસ્તકો—

| પુસ્તક | કિંમત |
|---|---|
| સત્સંગિજીવન પાંચ પ્રકરણ, સટીક, સંસ્કૃત | ૧૦— ૦-૦ |
| સત્સંગિજીવન પાંચ પ્રકરણ; ગુજરાતી સાથે ગૂટકા | ૧૧-૧૨-૦ |
| વચનામૃત વિસ્તૃત ભૂમિકા સાથે | ૬— ૦-૦ |
| મુક્તાનંદ કાવ્ય (૨૧ ગ્રંથો) નવીન આવૃત્તિ | ૮— ૦-૦ |
| શિક્ષાપત્રી પંચરત્ન નિત્ય વિધિ સાથે | ૧— ૮-૦ |
| કીર્તનસાર સંગ્રહ (પ્રથમ ભાગ) | ૩— ૦-૦ |
| કીર્તનસાર સંગ્રહ (બીજો ભાગ) | ૨-૧૨-૦ |
| ભગવદ્ગીતા ભાષ્ય ગુજરાતી સાથે | ૪— ૮-૦ |
| શાંડિલ્ય સૂત્ર ભાષ્ય ટીકા સાથે | ૨— ૦-૦ |
| બ્રહ્મમીમાંસા ભાષ્ય મુક્તાનંદ મુનિવિરચિત | ૩— ૦-૦ |
| માનમેય-પ્રકાશિકા, સિદ્ધિત્રય સટીક } (વિદ્વાનોને ભેટમાં) | |
| ઈશાદિકશોપનિષદ્ ભાષ્ય સંસ્કૃત | ૪— ૦-૦ |
| વિષ્ણુનામ સહસ્ર ગુર્જર વિવરણ સહિત પ્રથમભાગ (નવીન આવૃત્તિ) | ૩- ૪-૦ |
| નિષ્કુળાનંદ કાવ્ય | ૬— ૦-૦ |
| ભક્ત ચિંતામણિ | ૪— ૮-૦ |
| શિક્ષાપત્રી સંક્ષિપ્ત નિત્ય વિધિ સાથે | ૦— ૮-૦ |
| શિક્ષાપત્રી સટીક, સટીક ભાષ્ય સાથે સંસ્કૃત | ૬— ૦-૦ |
| શિક્ષાપત્રી ભાષ્ય ટીકાને અનુસારે સંક્ષિપ્ત ભાષાંતર | ૦-૧૨-૦ |
| હરિગીતા, ગુજરાતી અનુવાદ સાથે | ૦ ૪-૦ |
| હરિદિગ્વિજય ગુર્જરાનુવાદ સાથે (છપાય છે) | |
| વાસુદેવ માહાત્મ્ય ગુર્જરાનુવાદ સાથે (છપાય છે) | |
| વચનામૃત (પદ્યાત્મક) | ૧ -૦-૦ |
| ભક્તચિંતામણિ (પદ્યાત્મક) | ૧ -૦-૦ |
| શ્રી ધર્મનિરૂપણ | |
| દશમસ્કંધ ગુજરાતી સાથે (પદ્યાત્મક) | |
| એકાદશસ્કંધ ગુજરાતી સાથે (પદ્યાત્મક) | |
| ઐકાન્તિક ધર્માખ્યાન (પદ્યાત્મક) | |

ઉપરનાં પુસ્તકો વડતાલ મંદિરમાં મળશે. કેટલાંક પુસ્તકો સુરત, ભુજ વિગેરે મંદિરેથી મળશે.

મુદ્રક : આશાભાઈ માધવભાઈ પટેલ : મુદ્રણસ્થાન : ચરોતર પ્રિ. પ્રેસ. આણંદ.
પ્રકાશક : શાસ્ત્રી હરિજીવનદાસ મુ. વડતાલ

श्री स्वामिनारायणो विजयतेतराम् ।

# आवश्यकं निवेदनम् ।

## (પ્રથમ ભાગ)

(આખરે આખા સ્વા. ના. સંપ્રદાયને લાગું પડેલો વિષ
આચાર્યો પ્રશ્ન સંપ્રદાયનિષ્ઠ સમસ્ત આચાર્યો સ્વામીઓ
અને હરિભક્તોએ સમજવા જેવો)

(સંપ્રદાયની સંશુદ્ધિ સંસ્કૃતિ અને સંવૃદ્ધિ માટે)

સંવત ૨૦૧૪ — સન ૧૯૫૮

કિંમત રૂ. ૨-૦-૦

: લેખક, શોધક, મુદ્રાપક, પ્રકાશક :
શાસ્ત્રી હરિજીવનદાસ વડતાલ

"श्री हरिर्जयति"

# आवश्यकं निवेदनम् ।

**(આખરે આખા સ્વા. ના સંપ્રદાયને લાગુ પડેલો વિકટ સાધુદીક્ષાપ્રશ્ન સંપ્રદાયનિષ્ઠ સમસ્ત આચાર્યો, ત્યાગીઓ અને હરિભક્તોએ સમજવા જેવો)**

રવાપુર (કચ્છ) ગામે તા. ૧૩-૧૨-૫૭ ને મળેલી કચ્છી કડવા જ્ઞાતિના થોડા હરિભક્તોની સભામાં થયેલા ઠરાવને આગળ ધરીને અનેક બાબતોની ચર્ચા વાળું એક હેન્ડબીલ એજ જ્ઞાતિના કહેવાતા આગેવાન ધનજી પ્રેમજીએ યદ્વા તદ્વા છપાવેલું. જેની એક કોપી શાસ્ત્રી હરિજીવનદાસજી ઉપર તા. ૨૨-૧૨-૫૭ દીને રજીસ્ટરથી રવાના કરેલી બન્ને આચાર્યો ઉપર પણ મોકલવાનો એમાં નિર્દેશ છે.

જેમાં તા. ૮-૧-૫૬ દીને વડતાલ ગાદીના અગ્રેસર ત્યાગીઓએ સર્વાનુમતે કરેલા ઠરાવનું તથા અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રી ઉપર મોકલેલા તે ઠરાવના તા. ૩૦-૧૧-૫૬ દીને તેમણે આપેલા ઉડાવ પ્રત્યુત્તરનું તથા એજ તારીખે અમદાવાદ મંદિરના મહાન્ત ના. પ્ર. શાસ્ત્રીજીએ આપેલા ભોળા આચાર્યશ્રીની આપખુદી સત્તાને ઉત્તેજન આપતા ઉટાંગ પ્રત્યુત્તરનું તથા ધનજી પ્રેમજીએ તા. ૮-૧૨-૫૬ દીને શા. હરિજી૦ ઉપર લખેલા જોહુકમી પત્રનું તથા પારીખા ગામે થયેલા ઉત્સવ પ્રસંગે બનેલા અલ્પ ઠરાવનું પણ અનુસંધાન આપવામાં આવ્યું છે. ઉપર મુજબના હેવાલવાળું હેન્ડબીલ સ્વદેશ કચ્છમાં તેમજ અમદાવાદ નડીઆદ વિગેરે મોટાં ગામોમાં વહેંચેલું વધુમાં નડીઆદમાં સો મીલમાં રહેતા એજ જ્ઞાતિના રવાપુરના વતની મુળજી વિગેરે વડતાલ આવીને વહેંચી ગયેલા. વળી વધારામાં સાથે બીજુ હેન્ડબીલ સરકોલ ટાઈપોસથી કાઢેલું કે જે તા. ૮-૧૨-૫૬ ના પત્રના પુનરાવૃત્તિરૂપ છે તે પણ વહેંચી ગયેલા વળી નડીઆદથી તા. ૬-૧૨-૫૭ સેજે હસ્તાક્ષરથી લખેલો પત્ર કે જેમાં ભીમજી, મુળજી વિગેરે કડવા જ્ઞાતિના ૪૫ હરિભક્તોની સહીઓ છે તે પ્રમુખ શાસ્ત્રી ઉપર પોસ્ટથી રવાના કરેલું. વળી ૯-૬-૫૮ દિવસે ધનજી પ્રેમજીએ શાસ્ત્રી ઉપર લખેલો વિનંતિ પત્ર અને તેની સાથે છાપેલાં બે હેન્ડબીલો કે જેમાં કેટલાક ગુજરાતના કડવાઓએ અને પંડિતોએ આપેલાં સર્ટીફિકેટો છે તે અંજારથી પોસ્ટમાં મોકલેલાં એવો જ એક પત્ર મુખ્ય કોઠારી ઉપર રવાના કરેલો. એમ અનેક મુદ્રિત લેખિત પત્રો આવ્યા છે.

ઉપરના પત્રોમાં વડતાલ ગાદીના ઠરાવકર્તા અગ્રણી ત્યાગીઓ પ્રત્યે અનેક કડવા કટાક્ષો અક્ષમ્ય આક્ષેપો અસહ્ય આક્રોશો અસત્ય અપવાદો તીવ્ર તિરસ્કારો ગંભીર ગાળો દેવામાં આવી છે. એટલુ જ નહી પણ ઉપરના પ્રત્યેક પત્રોમાં અમને અનપરાધિને મહા અપરાધી માનીને કોરટનો આશ્રય લઈને સજા કરવાની પણ ધાક ધમકીઓ ઉચારી આપી છે ઉપરોક્ત રીતે કચ્છી કડવા હરિભક્તો કે જેમને વડતાલ ગાદી સાથે કશો સહિયારા પણાનો સંબંધ નથી. તેઓ વડતાલના ઠરાવકર્તા અગ્રણી ત્યાગીઓ સામે વદવા

અને કોરટ સુધી લડવાની કડવાશ વાપરી રહ્યા છે અને અમને અતિતુચ્છ ગણીને ફોગટ ફજેતીને ફાળકે ચોગાનમાં ચડાવ્યા છે. કેટલાકતો મને તથા બીજા મુ. કો, વિગેરેને સંઘથી વડતાલમાં રૂબરૂ મળ્યા છે અને તેમને આડું અવળું સમજાવીને ફોડવાની ખાનગી ખટપટ કરી ગયા છે. એમ... આક્રમણકારી સાઠમારી ભયંકર આંદરી છે. એમાં બિચારા અમનો સ્વતઃ દોષ ના... પરંતુ કે ખરા જવાબદાર જોખમદાર અમદાવાદના મહાન્તો છે તે... નહિ આવતાં અસંબંધી કે દુરસંબંધી બીજા ભોળાઓને ઉશ્કેરીને સ્વાર્થ સાધનારાની પરવશતાનો દોષ છે આ એક કુટિલ ખટપટ છે.

ઉપરોક્ત રીતે બહુ બીભત્સ બાબતોના સંગ્રહવાળું સઘળું સાહિત્ય લખી છાપી વહેંચી મોકલીને પ્રસિદ્ધિમાં મુક્યું છે. છતાં જાણે તૃપ્તિ ન થઈ હોય એમ સુધા વર્ષ ૩૧ અંક ૫–૬ પેજ ૪૭ ઉપર તા. ૧૩–૧૨–૫૭નો પત્ર છપાવીને કડવાઓ કૃતકૃત્ય થયા છે.

ઉપરના પત્રો જગજાહેરમાં આવવાથી અજાણ્યા આશ્રિત જનોને આ તે શું તુત હશે એવા સંશય કે વિપર્યય ઉપજે એ સહજ છે તેના નિવારણ માટે અને જીજ્ઞાસુની જાણ પૂર્તિ માટે ઉપરના પત્રોના પ્રત્યુતર ન છુટકે છાપીને પ્રસિદ્ધિમાં આપવાની ફરજ પડે છે અમારા તરફથી અદ્યાપિ મુદ્દાનું કોઈ લખાણ છાપીને જાહેર મુકવાની પહેલ કરી નથી. ખાનગીમાં હતું. જેથી અમને દોષ દેવાનો હવે રહેતો નથી. એ રીતે નિવેદનનો પ્રસ્તાવ છે.

---

### વડતાલ ગાદીના ત્યાગીઓએ કરેલા ઠરાવની નકલ નં. ૧

## સ્વામિનારાયણો વિજયતેતરામ્!

૧ અમો નીચે સહી કરનારા વડતાલ ગાદીના અગ્રેસર સાધુ પાળાઓ એક મતે ઠરાવ કરીએ છીએ કે કચ્છના કડવા ધનજીભાઈ તથા મુળજીભાઈએ છપાવેલું જેમાં પ્રેસનું નામ કે તારીખ નથી એવું એક હેન્ડબીલ અમારા વાચવામાં બહુ માસે આવ્યું. જેમાં કચ્છદેશમાં પિરાણા (મુમના) નામથી ઓળખાતા હતા, જેમના આચારો કેટલાક યવનોને મળતા હતા તેમને આર્યસમાજની મનસ્વી રીતિએ શુદ્ધ ગણીને કડવા કણબી નામથી ઠરાવ્યા, જે કોમના સાથે અદ્યાપિ કચ્છના કણબીઓ (લેવાપાટીદારો) કે જેમાંથી ભૂજમાં સાધુઓ થાય છે ખાવા પિવા વગેરેનો વ્યવહાર રાખતા નથી. તે આ કડવાઓને અમદાવાદના અત્યારના આચાર્યશ્રીએ કેટલાક સામાન્ય સાધુ પાળાઓની નામની સહીઓ લઈને 'જેમાં ખુદ અમદાવાદના તથા મૂળીના તથા ભૂજના પણ નામાંકિત અગ્રેસરોની સહીઓ નથી' સાધુ દીક્ષા આપવાનો ઠરાવ એક તરફી તા. ૩–૪–૫૫ના રોજ મંદિરમાં નહિ પણ પોતાના બાગના બંગલે કરીને તેમાં પોતાની મહોરછાપ સીક્કો સહી કરીને કારભારી રાવજીભાઈ પાસે હ. જા. નં. ૧૮૭ તા. ૬–૪–૧૯૫૫ થી નોંધીને કચ્છના કડવાના કુલ મુખત્યાર ઓધડલાલ વેલજી ઉપર મોકલી આપ્યાની હકીકત છે.



૨ ઉપરનું હેંડબીલ વાંચીને પૂર્વાપરનો વિચાર કરતાં અમને ખેદ સાથે અતિશય આશ્ચર્ય ઉપજ્યું છે. આ પત્રમાં ભૂજના સાધુઓનો પ્રથમ સવાલ હોવાથી તેમને પુછાવતાં, તેમણે વડતાલવાળા આચાર્યશ્રી અને સાધુ પાળાઓને પુછવાની વાત આગળ ધરી છે. આમાં વડતાલના આચાર્યશ્રીની સંમતિનો તા. ૨–૪–૫૫ના પત્રની વાતને આગળ ધરીને "દીક્ષા આપવાની બાબતમાં પોતે સંમત છે અને જરૂર જણાયતો તે વખતે દીક્ષા વિધિ અંગે હાજર રહેવાની પણ તૈયારી બતાવી છે" એવો ઉલ્લેખ કરીને વડતાલ ગાદીનો અભિપ્રાય પણ આવી ગયો જણાવ્યો છે.

૩ આ બધી બાબત એક તરફી ખરી રીતે મનસ્વી છે. આ પ્રશ્ન આખો ત્યાગી કોમનો ખાસ હોવાથી અમદાવાદના આચાર્યશ્રીએ જેમ પોતાની ગાદીના ત્યાગીઓની સંમતિ લેવી જોઈતી હતી તે કોઈની પણ લીધી નથી. એટલુંજ નહિ પણ એકેય આચાર્યશ્રીએ કે અમદાવાદના કોઈપણ ત્યાગીઓએ પુછવા જેટલો પણ વિવેક કર્યો નથી. નાતની બાબતમાં આવું કુભંડ કરીને એકતરફી જોહુકુમી ઠરાવ કરવાનો કોઈને પણ અધિકાર કે હક નથી.

૪ પિરાણા (સુમના)માંથી કડવા બનેલાઓને સાધુ દીક્ષા આપવાની ચર્ચા પ્રથમ ચાલી હતી. તે કોમના કેટલાક પાળા અને હરિભક્તો અમદાવાદના આચાર્યશ્રી અને ત્યાગીઓના કહેવાથી વડતાલ પુછવા આવેલા. આ ઉપરથી મુખ્ય કોઠારી ખુશાલભાઈની રૂબરૂમાં વડતાલના આગેવાન સાધુ પાળાઓ બહુધા ભેગા થયેલા. આ પ્રશ્ન અંગે બહુ બહુ વિચારને અંતે બહુ વર્ષો ઉપર બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે થએલા ઠરાવને લક્ષમાં લઈને તે કોમનાને સાધુ દીક્ષા નહિ આપવાનો ચોખ્ખો વિચાર જણાવ્યો હતો.

૫ આ સંબન્ધે પૂર્વ ઇતિહાસ એવો બનેલો કે અમદાવાદ વાળાએ અમુક ન ખપતી ત્રણ વર્ણ સિવાયની કોમનાને સાધુ દીક્ષા આપવાનું શરૂ કરેલ. એ ઉપરથી વડતાલવાળાએ સખ્ત વાંધો ઉઠાવીને પંક્તિ વ્યવહાર બંધ કરેલો જે બહુ વર્ષો ચાલુ રહેલો. છેવટે બન્ને દેશના આગેવાન ત્યાગીઓએ પરસ્પર મળીને એક બીજાના ગાદી સ્થાને જઇને પણ એક મત થઈને એવો લેખિત ઠરાવ કરેલો કે

"શ્રી વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવના દેશના સાધુ સમસ્ત તથા શ્રી અમદાવાદવાસી શ્રી નરનારાયણદેવના દેશના સાધુ સમસ્ત" એ બેય દેશના સાધુ સમસ્તે મળીને નીચે પ્રમાણે બંદોબસ્ત કર્યો છે.

આપણા ઉધ્ધવ સંપ્રદાયમાં શ્રીજી મહારાજની આજ્ઞા સત્સંગીજીવનમાં છે તે પ્રમાણે બ્રાહ્મણ. ક્ષત્રી. વૈશ્ય. એ ત્રણ વર્ણના પુરુષોને ત્યાગિ દીક્ષા આપીને પંગતમાં બેસારવા, તે વિના અન્ય વર્ણને સાધુની દીક્ષા ન દેવી ને પંગતમાં ન બેસારવા તેની વિગત નીચે પ્રમાણે.

૧ કુંભાર ૨ સથવારો ૩ ભાટ ૪ ચારણ ૫ કાછીઆ ૬ માળી ૭ કાઠી ૮ સુથાર ૯ આહીર ૧૦ ભરવાડ ૧૧ રબારી ૧૨ બારડ ૧૩ ભાવસાર ૧૪ બોરીઆ ૧૫ ખતરી ૧૬, વ્યાસ ૧૭ તરગાળો આ આદિ ઉતરતી જાતના પુરૂષોને સાધુ ન કરવા

જે કરાવે તેને પાંચસો પરમહંસના સમ છે. ગુરૂદ્રોહી વચનદ્રોહી છે. અને જો કોઇ જાણે અજાણે ઉપર લખેલા માંહિથી કરાવે તો તે સાધુને ધોળાં પહેરાવવાં ને સાધુ કરાવનારને પ્રાયશ્ચિત કરાવી પંગતમાં બેસારવો, આ ઉપર લખવા પ્રમાણે બેય દેશના પંચે મળી ઠરાવ કર્યો છે?" સંવત ૧૯૪૫ ના ચૈત્ર વદિ ચોથને શુક્રવાર લી. સાધુ નારાયણ મુનીદાસજી.

બીજો ઠરાવ વડતાલમાં સંવત ૧૯૫૮ના કારતક શુદી ૧૩ ને રવિવારે થયો છે. આ બન્ને ઠરાવમાં આચાર્યશ્રીઓની સંમતિ પણ લેવામાં આવી છે. (આ સહીઓ સાથેના કાગળો શ્રીહરિ માસિકના વર્ષ ૨ અંક ૧૧ માં ૧૩–૧૪ પાન ઉપર છપાએલા છે.)

૬ હાલમાં જે ઉપર જણાવેલી બીના બની છે તેતો અતિવિરૂદ્ધ છે. જે પ્રથમ પિરાણા (સુમના) કહેવાતા હતા તેતો દીક્ષામાં નિષિદ્ધ કરેલી ૧૭ કોમો કરતાં ઉતરતા દેખીતી રીતે કહેવાય, તેમને મનસ્વી રીતે શુદ્ધ ગણીને સંપ્રદાયની સાધુ દીક્ષા સુધી લઈ ગયા છે. તે મહા સાહસ છે. આવી વાત જો ધીમે ધીમે જાહેરમાં આવશે તો ગુજરાતી કાહીઆવાડી પાટીદાર વિગેરે કોમમાં વિરૂદ્ધ ઉહાપોહ થશે. જેને પરિણામે સાધુઓને નીચકોમના ગણીને તેમનું ખાવા પીવાનું બંધ કરે ત્યાં સુધીનો વિપરીત ભાવ આવશે. અને તેથી સંપ્રદાયમાં નહિ પણ લોકમાં સાધુ કોમની હલકાઇ કહેવાશે, વિગેરે અનર્થ પરંપરા આવશે. માટે અમો પૂર્વાપરનો દીર્ઘ વિચાર કરીને એવા ઠરાવ ઉપર આવ્યા છીએ કે અમદાવાદના આચાર્યશ્રીએ અને થોડી સંખ્યાના સામાન્ય ત્યાગીઓએ જે ઠરાવ કર્યો છે, તે અમારે માન્ય નથી. એવો એક તરફી ઠરાવ કરીને સં. ૧૯૪૫ તથા સં. ૧૯૫૮ માં બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે થયેલા લેખિત ઠરાવનો ચોખ્ખો ભંગ કર્યો છે. અને એવો નાતની બાબતમાં નવો ઠરાવ કોઇને પુછ્યા સિવાય કરવાનો અધિકાર પણ નથી. માટે અમદાવાદવાળાએ આ પ્રકરણ જરૂર બંધ કરવું જોઇએ, જો નહિ કરવામાં આવે તો તેમની સામે સં. ૧૯૪૫ તથા સં. ૧૯૫૮ ના ઠરાવનો અમલ વડતાલના ત્યાગીઓ કરશે. જાતના પિરાણા (સુમના) પરંતુ કડવા કણબી નામથી કોઇએ ભોળા આચાર્યોને છેતર્યા હોય એમ જણાય છે. તો સંપ્રદાયને સનાતન વૈદિક અને પોતાને સનાતન ધર્મ ધુરંધર કહેવરાવનારા આચાર્યશ્રીઓએ કરેલો ઠરાવ પાછો ખેંચી લેવો જોઇએ એવી પણ નમ્ર વિનંતિ છે. આ ઠરાવની નકલ યોગ્ય થવા માટે અમદાવાદના આચાર્યશ્રી તથા ત્યાંના મહંતશ્રી ઉપર તથા વડતાલના આચાર્યશ્રી ઉપર મોકલી આપવાનો પણ ઠરાવ કરીએ છીએ. એજ. તા. ૮–૧–૧૯૫૬ રવિવાર લી. શા. હરિજીવનદાસ.

| | |
|---|---|
| સ. શા. હરિજીવનદાસજી સ. દ. પોતે | શા. કૃષ્ણકેશવદાસ ,, ,, ,, |
| ,, ,, કૃષ્ણસ્વરૂપદાસજી ,, ,, ,, | સ. શા. શ્વેતવૈકુંઠદાસ ,, ,, ,, |
| ,, ,, નારાયણસ્વરૂપદાસ ,, ,, ,, | સ પુ. ધર્મસ્વરૂપદાસ ,, ,, ,, |
| ,, ,, કૃષ્ણજીવનદાસજી ,, ,, ,, | કો. નારાયણમુનીદાસ |
| ,, ,, હરિસ્વરૂપદાસ (પુ જી) | શા. ચતુર્ભુજદાસજી સ. દ. પોતે |
| શા. ભકિતનંદનદાસ સ. દ. પોતે | સ. પુ. હરિકૃષ્ણદાસ ,, ,, ,, |



સ. શા. કુંજવિહારીદાસ ,, ,, ,,
સ. સ્વા. સંતવલ્લભદાસ , ,, ,,
સ. સ્વા. કૃષ્ણજીવનદાસજી
સ. સ્વા. ધર્મસંભવદાસજી
સ્વામી શ્રીહરિદાસજી
પુ. નારાયણપ્રિયદાસજી સ. દ. પોતે
સ. પુરાણી હરિકૃષ્ણદાસજી સ. દ. પોતે
સ. પુ. જગતપાવનદાસજી સહી દ. પોતે
સ. કોઠારી પુ. હરિકૃષ્ણદાસજી (ગઢડા)
સ. પુ. ભકિતવલ્લભદાસજી સ. દ. પોતે (ગઢડા)
સ. કો. હરિપ્રિયદાસજી (ધોલેરા)
સ. કો. પુ. પ્રેમપ્રકાશદાસજી દ. પોતે
કોઠારી ચતુરભકત સહી દ. પોતે
કો. ખુશાલભાઈ સ. દ. પોતે
શા. હરિબળદાસ ,, ,, ,,
સ. પુ. ભકિતજીવનદાસ સ. દ. પોતે
કોઠારી ગોવિંદભગત સહી દ. પોતે
કોઠારી કરસનભગત
,, નારાયણ ભગત
,, રામજી ભગત સહી દ. પોતે
પાળા હીરાભગત પુ. મા. પ્ર. સ. દ. પોતે
કો. શંકરભગત સ. દ. પોતે
કો. મણીલાલ ભગત સ. પોતે
કોઠારી પ્રભુદાસ ભગત સ. દ. પોતે
,, રામસંગ ભગત સ. પોતે
સ. સ્વા. કૃષ્ણચરણદાસજીના વતી સહી. (સાધુ કૃષ્ણપ્રસાદદાસ સ. દ.)
સ. શા. નારાયણસ્વરૂપદાસજી સ. દ. પોતે (પુ. ન.)
સ. શા. નીલકંઠદાસજી વતી (સાધુ ધર્મપ્રસાદદાસજી સ. દ. પોતે)
સ. સ્વા. બાળમુકુંદદાસજી સ. દ. પોતે
પુ. હરિપ્રસાદદાસજી દ. પોતે
સ્વા. સાધુ કેશવપ્રસાદદાસ સ. દ. પોતે

સ. સ્વા. ધર્મસ્વરૂપદાસ (બટુક સ્વામી)
સા. કૃષ્ણસ્વરૂપદાસ ખાનદેશી
સ. સ્વા. હરિકૃષ્ણદાસજી સ. દ. પોતે
સ. સ્વા. વિષ્ણુજીવનદાસજી વતી (સ. દ. હરિજીવનદાસ)
સ. સ્વા. દેવપ્રસાદદાસજી સ. દ. પોતે
કો. પુરૂષોતમચરણદાસજી
સ્વા. હરિકૃષ્ણદાસજી સ. દ. પોતે
પુ. ઘનશ્યામપ્રસાદદાસ સહી દ. પોતે (ગઢડા)
સ. પુ. હરિકૃષ્ણદાસજી સ. દ. પોતે
કો. હરિજીવનદાસજી સ. દ. પોતે (ધોલેરા)
સ. સ્વા. દેવપ્રસાદદાસજીના વતી (સા. હરિસ્વરૂપદાસ સ. દ. પોતે)
સ. પુ. મોહનપ્રસાદદાસ સ. દ. પોતે
સ. કો. પુ. હરિબળદાસજી વતી (જુનાગઢ) (ગોવિંદપ્રસાદ)
સ. શા. હરિવલ્લભદાસ સ. દ. પોતે
સ. સ્વામી નારાયણ પ્રસાદદાસજી સ. દ. પોતે જુનાગઢ
સ. સ્વા. ભક્તિતનયદાસજીની સહી દ. પોતે
સ. સ્વામી હરિપ્રસાદદાસજી દ. પોતે
સ. શાસ્ત્રી ધર્મપ્રસાદદાસજી દા. પોતે
સ. પુ. હરિસ્વરૂપદાસજી દ. પોતે
સ. પુ. જ્ઞાનસ્વરૂપજીની સહી દ. પોતે
કો. સાધુ હરિકૃષ્ણદાસજી (જેતપુર)
સ. પુ. માધવપ્રસાદદાસના વતી (હરિકેશવદાસ)
સ. ગુ. સ્વા. અનિરૂધદાસજીના વતી (માધવપ્રિયદાસ સ. દ. પોતે (જુનાગઢ)
સ. સ્વા. કૃષ્ણવલ્લભદાસજીના વતી (દ. ધર્મશીભગત) જુનાગઢ
સ. સા. હરિપ્રિયદાસજી સ. દ. પોતે
પાળા હરિભાઇભગતની સહી દ. પોતે (જુનાગઢ)

સ. સ્વામી મોહનપ્રસાદદાસ સ. દ. પોતે
(જુનાગઢ)
શા. ભગવત્સ્વરૂપદાસજી ,,
પુ. ગોવિંદપ્રસાદદાસજી ,,
સા. સોમપ્રકાશદાસજી સ. દ. પોતે
સ. ભંડારી ધર્મજીવનદાસ ,, ,, ,, (ગઢડા)
સ. પુ. ભક્તિજીવનદાસ સ. દ. પોતે
,, ,, ઘનશ્યામપ્રસાદદાસ સ. દ. પોતે
(ગઢડા)
સ્વામી ભગવતચરણદાસ સહી (વડતાલ)
,, રામકૃષ્ણદાસ સ. દ. પોતે ,,
સ. સ્વા. નારાયણપ્રસાદદાસના વતી સહી
(સા. હરિજીવનદાસ દ. પોતે)
સ. પુ. નારાયણસ્વરૂપદાસ સ. દ. પોતે
વડતાલ
સ્વા. હરિજીવનદાસજી સ. દ. પોતે
સ્વામી કૃષ્ણજીવનદાસજી ,, ,, ,,
કોઠારી લક્ષ્મણ ભગત ,, ,, ,,
સ. સ્વા. યજ્ઞપુરૂષદાસજીના વતી
કુંજવિહારીપ્રસાદ સ. દ. પોતે
શા. નારાયણચરણદાસ સહી દ. પોતે
ગઢડા
સ. પુ. હરિજીવનદાસજી દ. પોતે ( ,, )
સ. પુ. ભક્તિસંભવદાસની સહી દ. પોતે
,, ,, માધવપ્રિયદાસજી ,, ,, ,,
(ગઢડા)
,, ,, ધર્મપ્રકાશદાસજી સ. દ. પોતે
ગઢડા

ઘનશ્યામપ્રકાશદાસની સહી દ. પોતે
ગઢડા
સ. સ્વા. કૃષ્ણકેશવદાસજી સ. દ. પોતે
ગઢડા
કોઠારી નારાયણભગત સ. દ. પોતે સારંગપુર
,, લક્ષ્મણ ભગત ,, ,, ,,
સ. સ્વા. હરિસ્વરૂપદાસ સારંગપુર
ગવૈયા ધર્મપ્રિયદાસજી સ. દ. પોતે
સ. કો. નંદકીશોરદાસ ,, ,, ,,
ભંડારી પુરૂષોતમપ્રસાદદાસજી સ. પોતે
સ. પુ. દેવનંદનદાસજી દ. પોતે ગઢડા
સ. ધર્મસંભવદાસજી ,, ,,
સ. સ્વા. બાળકૃષ્ણદાસ (દ. તેમના રૂબરૂ
કહેવાથી દેવનંદનદાસ)
કો. ભગવાન ભગત સહી દ. પોતે ગઢડા
સ. પુ. મોરલીધરદાસજીની વતી શીષ્ય
(સા. નારાયણવલ્લભદાસ સ.
દ. પોતે)
કો. શામજીભગત સ. દ. ગઢડા
સ. મોરલીમનોહરદાસ સ. દ. પોતે ગઢડા
સ. નિરન્નમુક્તદાસજી સ. દ. પોતે
સ. ધર્મનંદનદાસજી સ. દ. પોતે
પાળા. નારાયણ ભગત સ. દ. પોતે (ગઢડા)
સ. ભંડારી ધર્મજીવનદાસજી સહી દ. પોતે
(ગઢડા)
સ. પુ. ભક્તિજીવનદાસ સ. દ. પોતે
સ. પુ. ઘનશ્યામપ્રસાદદાસ સ. દ. પોતે

---

ઉપર મુજબનો, વડતાલ ગઢડા જુનાગઢ ધોલેરા મહામંદિરોના અગ્રણી ત્યાગીઓની સહીઓવાળો, પૂર્વાપરના અનેક જુના નવા અનુસંધાન વાળો ઠરાવ તા. ૮-૨-૫૬ ના રોજ રજીસ્ટરથી: અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રી અને મહંતજી ઉપર મોકલી આપેલો અને તેની પહોંચ પણ આવી ગએલી. વડતાલના ધ. ધુ. આચાર્યશ્રી અને મુ. કોઠારીજી ઉપર પણ મોકલી આપેલો. તેના જવાબની વાટ દશમાસ સુધીની લાંબી જોઈ પણ નહિ આવવાથી ફરીથી મળેલી સભામાં નીચે મુજબનો ઠરાવ થયો.



## અસલ ઉપરથી નકલ નં. ૨

વડતાલ તા. ૨૦-૧૧-૫૬

આજ રોજ જયશ્રીહરિના વર્ષ ૨ અંક ૪ માં આપેલી સૂચના મુજબ સાંજના ત્રણ વાગે લાયબ્રેરીમાં વડતાલગાદીના ત્યાગીઓની જનરલ સભા શાસ્ત્રી હરિજીવનદાસના પ્રમુખપદે મળી. તેમાં નીચે મુજબ સર્વાનુમતે ઠરાવ કરવામાં આવે છે કે તા. ૮-૧-૫૬ ના રોજ કન્યા કન્યા પાટીદાર (મુક્તા) કોમને સાધુ દીક્ષા ન આપવા બાબતનો ઠરાવ થએલો અને તે ઠરાવ બન્ને દેશના પૂજ્ય આચાર્યશ્રીઓ ઉપર મોકલવાનું કામ પ્રમુખને સોંપેલું. તે પ્રમાણે તેમણે બન્ને આચાર્યશ્રી તથા અમદાવાદના મહંતશ્રી ઉપર તે ઠરાવની ત્યાગીઓના સહીઓ સાથેની નકલો મોકલેલી. વડતાલના મુખ્ય કોઠારીશ્રીતો સભામાં હાજર હતા અને ઠરાવમાં પણ સંમત થયા હતા. પરંતુ આજ સુધીમાં દશ માસ થયા પણ તેમના કોઈના પણ તરફથી એ સંબન્ધમાં કોઈપણ પ્રકારનો અમલ થયો નથી. અને જવાબ આપવા સરખો પણ વિવેક કર્યો નથી. તે બદલ દીલગીરી દર્શાવીને ઠરાવ કરે છે કે-હજી તેના જવાબ માટે વધુ દોઢ માસની તક આપી જવાબની રાહ જોવી. અને ત્યાં સુધીમાં વૃદ્ધોએ બાંધેલા ધોરણ મુજબ ઘટતું કરવા કે ઘટતો જવાબ આપવામાં નહિ આવે તો ન છુટકે તા. ૮-૧-૫૬ ના ઠરાવનો અમલ કરવાની ફરજ પડશે. આ ઠરાવની નકલ બન્ને આચાર્યશ્રીઓ તથા બન્ને ગાદીના મુખ્ય કોઠારીઓ ઉપર મોકલી આપવાનું કામ પ્રમુખને સોંપવામાં આવે છે. તા. ૨૦-૧૧-૫૬.

શાસ્ત્રી હરિજીવનદાસ પ્રમુખ વડતાલ.

ઉપર મુજબનો જવાબ દેવા માટે વધુ મુદત આપતો સભાકૃત જે ઠરાવ તેની નકલ અમદાવાદના આચાર્યશ્રી અને તેમના કોઠારી ઉપર તા. ૨૩-૧૧-૫૬ ને રોજ રજીસ્ટરથી રવાના કરી અને તેની પહોંચ પણ પોસ્ટ મારફતની મળી ગઈ. વડતાલના આચાર્યશ્રીને તા. ૨૩-૧૧-૫૬ ના રોજ સારંગપુર મુકામે પોસ્ટથી મોકલી અને મુખ્ય કોઠારીને હાથોહાથ આપી. એમ એ વિધિ પુરો થયો.

---

ઠરાવની નકલ મળ્યા પછી અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રીએ સ્વયં નહિ પણ પોતાના કોઈ ખાનગી વકીલ પાસે ઘડાવેલો પાંચ પેરેગ્રાફમાં ગુંથેલો ઉત્પ્રેક્ષિત ઉત્તર તા. ૩૦-૧૧-૫૬ ના રોજ રજીસ્ટરથી રવાના કર્યો જેની નકલ નીચે મુજબ છે.

ટેલીફોન નં. ૩૨૨૨
હીજ હોલીનસ. આચાર્ય મહારાજ
શ્રી દેવેન્દ્રપ્રસાદજી પાંડે.

| અમદાવાદના<br>આચાર્ય મહારાજ<br>શ્રીનો મોનોગ્રામ. |
|---|

રજી એ. ડી. તેજદેવ
હ. જા. નં. ૭૫૮/૫૬
રજીસ્ટર્ડ એ. ડી.

શાસ્ત્રી સ્વામી હરિજીવનદાસજી

(૧) તમારો તા. ૨૦-૧૧-૫૬ નો પત્ર રજીસ્ટર્ડ પોસ્ટથી મળ્યો તે પત્ર કોને ઉદ્દેશીને લખ્યો છે તેજ સમજાતું નથી કારણ કે તેમાં મથાળે કોઈનું નામ લખવામાં આવ્યું નથી.

(૨) આવો પત્ર તમારે અમારા મોટાભાઇ ધ. ધુ. આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજ દ્વારા અમારા ઉપર મોકલવો જોઈએ. તમે અમારા પર સીધો પત્ર લખી ખુલાસો માગો છો તે બરાબર નથી.

(૩) તેમ છતાં શિષ્ટાચાર ખાતર તમને જણાવવામાં આવે છે કે આ નિર્ણય અમે બન્ને ભાઈઓએ મળીને કરેલો છે. જે સૌને સંપ્રદાયમાં માન્ય હોવો જ જોઈએ.

(૪) આપણા સંપ્રદાયમાં કડવા કણબીઓને દીક્ષા આપવાનો રિવાજ ઘણો જુનો છે. અને તે પ્રથમથી જ પ્રચલીત છે.

(૫) કચ્છના કડવા કણબીને દીક્ષા આપવામાં આવી છે તે પુરેપુરી ખાત્રી કર્યા પછી તેમજ પૂર્વાપર પ્રમાણો લઈને રિવાજ મુજબ દીક્ષા આપેલ છે માટે તેમાં સંપ્રદાયની કોઇપણ પ્રથા કે ધોરણ અથવા તો આગેળ પાછળ થયેલા કોઈપણ કરારને બાધ આવતો નથી તેની નોંધ લેશો.

| આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ |
| --- |
| હજુર ઑફીસ |
| સ્વામિનારાયણ ટેમ્પલ |
| અમદાવાદ |

સહી
આચાર્ય મહારાજશ્રી
સ્વામીનારાયણ મંદીર
સંસ્થાન અમદાવાદ
શ્રીસ્વામીનારાયણ મંદીર અમદાવાદ

---

અમદાવાદના મહંતશ્રીએ પણ સ્વયં નહિ પણ કોઈ ખાનગી વકીલ સત્સંગી પાસે પેરેગ્રાફ ૬માં ઘડાવેલો અને આચાર્યશ્રીની આપખુદી સત્તાને સમર્થતો ઉભાંગડ ઉત્તર એજ તારીખે આપ્યો છે. જેની નકલ નીચે મુજબ છે.

શ્રી હરિજી
શ્રીસ્વામીનારાયણ મંદીર
અમદાવાદ
તા. ૨૦-૧૧-૫૬

સ. ગુ. શાસ્ત્રી હરિજીવનદાસજી પ્રતિ
શુભસ્થાન વડતાલ

(૧) વડતાલ ગાદીના ત્યાગીઓની સભા તમારા પ્રમુખપદે મળી તેના ઠરાવ અંગેનો પત્ર મારા ઉપર રજીસ્ટર્ડ પોસ્ટથી મોકલાવ્યો જેથી મને આશ્ચર્ય થયું. તે કોના માટે અને શા માટે મોકલવામાં આવ્યો છે તે સમજાતું નથી કારણ કે તેમાં મથાળે કોઇનું નામ નથી.

(૨) અમદાવાદ દેશના ત્યાગીઓની દીક્ષા બાબતમાં વડતાલ દેશના ત્યાગીઓએ જહેમત ઉઠાવી સભામાં ઠરાવ કર્યો તે કરવાનો તેમને અધીકાર કે હક્ક છે કે કેમ તે પણ વિવાદાસ્પદ છે. આ બધું કામ ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીઓનું હોઈ તેમના અધીકારમાં હસ્તક્ષેપ કરવો તે ત્યાગીઓનું ભૂષણ નથી કારણ કે કચ્છના કડવા



કણબીઓની દીક્ષાનો નીર્ણય બન્ને આચાર્ય મહારાજશ્રીઓએ સહમત થઇને કરેલો છે જે આપણને શિરસાવંદ્ય હોવો જોઈએ. વળી મજકુર નીર્ણય અમારા દેશના અગ્રગણ્ય ત્યાગી સમસ્તે મળીને કરેલો છે તો તે નીર્ણય તરફ અનાદર કે અણગમો આપણે બતાવવો જોઇએ નહિ.

(૩) આ દીક્ષા પ્રકરણના સંબંધમાં પ્રમાણપત્રો, પત્ર વ્યવહારો વગેરેની વ્યવસ્થિત ફાઈલ અમારી પાસે છે તો તમારે અથવા ગમે તે કોઇ ત્યાગીને ખાત્રી ખાતર જેવી હોય તો અત્રે આવીને જોઇ જવી.

(૪) વલી વીશેષમાં જણાવવાનું કે સંપ્રદાયના બન્ને દેશના ધર્મધુરંધર આચાર્ય મહારાજશ્રી વચ્ચે દિન પ્રતિદીન વધતો જતો પ્રેમ, વૃદ્ધિ પામતી એકતા અને સંવૃદ્ધ થયેલો સંપ કોઇથી દેખ્યો જતો ન હોય તેમજ બન્ને દેશના સંતવર્ગ પાર્ષદ વચ્ચે સ્થપાતું સૌમનસ્ય જાણે કોઇથી ખમી શકાતું ન હોય તેવું આ લખાણથી પ્રતિબિંબત થાય છે.

(૫) આ ઉહાપોહ સંપ્રદાયના કોઇપણ અંગના હિત માટે નથી. કદાચ કોઇ એવું માનતા હોય કે આથી સંપ્રદાયની સેવા કરી રહ્યા છીએ—શુદ્ધીનો સંદેશો પહોંચાડી રહ્યા છીએ—પરંતુ આ પ્રયાસથી કેવળ કુસેવા થઈ રહી છે એવું અમારૂં માનવું છે.

(૬) તો મારી તમને આગ્રહપૂર્વક વિનંતી છે કે આ ઉહાપોહ ખોટો હોઈ તમારા જેવા વિદ્વાન પુરુષે આમાં દોરીના રમકડારૂપ ન બનવું જોઈએ. હાલ એજ.

સહી
શાસ્ત્રી નારાયણ પ્રસાદદાસ
મહાંતસ્વામી
શ્રી સ્વામીનારાયણ મંદીર
સંસ્થાન, અમદાવાદ.

ઉપર મુજબનો જવાબ અમદાવાદના આચાર્યશ્રીએ અને મહાન્તશ્રીએ શિષ્ટાચારને વશ થઈને અનુકંપાર્થ આપ્યો છે. અમારા ઠરાવનો એમાં ઉલ્લેખ પણ કર્યો નથી તો બીજા સારા અર્થની તો આશાજ શી!

---

વડતાલના આચાર્યશ્રી અને કોઠારીશ્રીએ તો સર્વ સત્તાધારી કુટીલ કારભારીના વશપણાને લીધે જવાબની જરા જેટલી પણ પરવા કરી નથી અને અમારી સ્વજન-ત્યાગિઓની ઉત્તમ ઉપેક્ષા કરી છે. અને અમે અમારી વ્યાજબી ન્યાયી માગણી કે જે આચાર્યોએ કરેલ નિર્ણય પાછો ખેંચી લેવાની હતી, તે નહિ સ્વીકારવાથી મોટી ગુંચવણ મુઝવણમાં મુકાયા અને એનો પાર પામી શકયા નહિ. થોડાક માસ ગયા બાદ આ વિષયમાં નિર્ણય ઉપર આવવા માટે "જયશ્રીહરિ" માં સભા ભરવાની સૂચના કરેલી તે મુજબ તા. ૧૬-૪-૫૭ ના રોજ મહાસભા થઇ અને તેમાં વિવિધ વિચારણા અને ઉહાપોહને અંતે મતભેદ વિના જે છેવટનો નિર્ણય થયો તેની નીચે મુજબ નકલ છે.

આજરોજ વડતાલ મંદિરમાં વડતાલગાદીના ત્યાગીઓની જનરલ સભા લાયબ્રેરીમાં સ. શાસ્ત્રી હરિજીવનદાસજીના પ્રમુખપદે મળી. તેમાં તા. ૮-૧-૧૯૫૬ ના રોજ વડતાલ દેશના સમસ્ત ત્યાગીઓની સહીઓથી કચ્છના કડવા કણબી (મુમના) ને આચાર્યોએ દીક્ષા આપવાના સ્વયં કરેલા ઠરાવનો વિરોધ કરતો ઠરાવ સં. ૧૯૪૫ તથા સં. ૧૯૫૮ ના સાધુ દીક્ષાને લગતા ઠરાવોના આધારે કરીને બન્ને દેશના આચાર્યશ્રીઓ તથા કોઠારીઓ ઉપર મોકલેલો, પરંતુ દશમાસ સુધી કાંઈ જવાબ નહિ મળતાં દોઢ માસની અંદર જવાબ આપવાની મુદત આપતો તા. ૨૦-૧૧-૫૬ ના રોજ ફરી ઠરાવ કરી બન્ને દેશના આચાર્યશ્રી તથા કોઠારીઓ ઉપર મોકલેલો, અને જવાબ ન મળે તો ૧૯૪૫-૫૮ ના ઠરાવનો અમલ કરવાની સૂચના આપેલી. ત્યારબાદ અમદાવાદના આચાર્યશ્રી તથા ત્યાંના મહંતશ્રી તરફથી "બન્ને આચાર્યભાઈઓએ મળીને કર્યું હોવાથી સંપ્રદાયમાં સહુને માન્ય હોવું જ જોઈએ. અને જે કર્યું છે તે વ્યાજબી જ કર્યું છે. તમારે સાધુ અમને પૂછવું પણ ન જોઈએ. તમારા આચાર્યશ્રી દ્વારા અમારા પ્રત્યે લખી જણાવવું જોઈએ." વગેરે વગેરે અસમાધાનકારક 'અને આચાર્યશ્રીની સત્તાની આપખુદીને પોષતા' જવાબ આપવામાં આવ્યો. જ્યારે વડતાલવાસી દેવના આચાર્યશ્રી તો હજુ સુધી સમગ્ર વડતાલ દેશના ત્યાગીઓનો એકમતે વિરોધ હોવા છતાં અને બે બે વખત વિનંતિ કરવા છતાં પણ જવાબ આપવામાં જાણે આપખુદીની નાબુદી થતી હોય એમ માની આખા ત્યાગી સમાજની ઉપેક્ષા કરી રહ્યા છે જેની આ સભા સખેદ નોંધ લઈ ઠરાવ કરે છે કે વડતાલ દેશના સમગ્ર ત્યાગીઓએ અમદાવાદ દેશના ત્યાગીઓ સાથે પ્રસ્તુત પ્રસંગને લાગે વળગે તેવા તમામ પ્રકારના સંબંધોમાં ભેદભાવ રાખી બન્ને આચાર્યશ્રીના આ ઠરાવનો અસહકાર કરવો. આ ઠરાવ બન્ને ગાદીના ત્યાગીઓએ સહમત કરેલા સં. ૧૯૪૫ તથા સં. ૧૯૫૮ ના ઠરાવના અમલ રૂપે છે, તા. ૧૬-૪-૧૯૫૭.

ઉપર પ્રમાણે ઠરાવતો મતભેદ વિના થયો. પરંતુ વડતાલના ભોળા આચાર્યશ્રીએ કારભારીઓની પરવશતાથી અપાયેલી ગેરસમજુતીથી કોઈપણ ત્યાગીને પુછયા વિના દીક્ષા બાબતની સંમતિ સ્વલ્પદિવસમાં પાછી ખેંચી લેવાની છે એવી મધુરી વાત કારભારી મધુભાઈ જશભાઈ અને મુ. કો. નારાયણમુનિ તરફથી અમને મળેલી. તેથી અમો આશાવંત થયા હતા. અને વળી કંજરીગામે સંવત ૨૦૧૩ના વૈશાખમાસમાં પ્રતિષ્ઠા પ્રસંગે પધારેલા ધ. ધુ. મ. ને કો. ચતુરભક્ત, શા. કૃષ્ણસ્વરૂપદાસ, શાસ્ત્રી હરિબળદાસ મુ. કો. નારાયણમુનિદાસ. શાસ્ત્રી હરિજીવનદાસ વિગેરે મોટેરા ત્યાગીઓએ વિનંતિ કરતાં તેમણે સંમતિ પાછી ખેંચી લેવાની હા પાડેલી અને પાછી ખેંચી લેવાનો મુસદ્દો પણ કરી મોકલવાનું કહેલું અને તે શા. હરિબળદાસજીના હસ્તાક્ષરથી પોષ્ટ દ્વારા મોકલી પણ આપેલો. જેથી આશામાં ને આશામાં ઉપરના ઠરાવને તુરત જાહેરમાં મુકવાની ઉતાવળ કરી નહિ. પરંતુ છેવટે નિરાશા અનુભવતાં "નૈરાશ્યં પરમ સુખમ્" એ નીતિને અનુસર્યા. પરંતુ તે તે પ્રસંગે અમારા વ્યાજબી વિરોધને સક્રિય બનાવવા માટે પારીખા વિગેરે સ્થળે શાંત દેખાવો પણ કર્યા છે. એમ અમોને ગાદીના ત્યાગી સેવકોને અત્યાર સુધી નહિ સાંભળેલી અને નહિ દેખેલી અને નહિ અનુભવેલી



અસત્ય અકારણ મહોપાધિમાં નાખ્યા છે.

**ઉપર પ્રમાણેનો સંક્ષિપ્ત ઉપાધિમય ઉપોદ્ઘાત છે.**

---

વડતાલ ગાદીના ત્યાગીઓએ જે મૂળ ઠરાવ સહીઓ સહ કર્યો છે તે પૂર્વ પરંપરાગત રીતરિવાજ, પ્રથા, શિષ્ટાચાર અને પ્રચલિત ધોરણ બંધારણને મળતો સર્વથા છે. એમાં જે શબ્દો વાકયો લખ્યાં છે તે સંપ્રદાયનાં પ્રાચીન શાસ્ત્રો અને વૃદ્ધોના વિશદ વાકયોને અનુસારે છે. આ બાબતમાં અજાણને શંકા રહેતી હશે અને તેથી અવળા ઉહાપોહ ઉટાંગ કરતા હશે અને ઉંચાનીચા થતા હશે તે સર્વના મન:સમાધાન માટે અને મૂળ ઠરાવની સત્યતા સમર્થન માટે કંઈક વધુ વિચાર કરવાની આ અવસરે જરૂર જણાય છે.

મૂળ ઠરાવના પ્રથમ પેરેગ્રાફમાં જે બાબતનો સંક્ષિપ્ત નિર્દેશ કર્યો છે તેના મૂળ કાગળ કે જેમાં જે આચાર્યોની સંમતિ અને અમદાવાદના ત્યાગીઓની સહીઓ છે અને જે ને છપાવીને બહાર પાડનાર રવાપુરના કડવા ધનજી પ્રેમજી, મૂળજી રામજી છે તે કાગળ નીચે મુજબનો છે.

## △ શ્રી સ્વામીનારાયણો વિજયતેતરામ્

**શ્રી સ્વામીનારાયણ બાગ,**

**મુ. અમદાવાદ.**

હજુર. આ. નં. ૪૪૫/૫૫. સમય સવારના ૧૧

પો. તા. ૩-૪-૫૫.

આજ રોજ તા. ૩-૪-૫૫ ના રોજ સવારના અગીયાર વાગે કચ્છના કડવા કણબીઓ (પાટીદારો) ના દીક્ષાપ્રકરણ અંગે સ્વામીનારાયણ બાગમાં પૂ. ધ. ધુ. આચાર્યશ્રી ૧૦૮ દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રી રૂબરૂ અમો નીચે સહીઓ કરનારા શ્રી નરનારાયણ દેશના ત્યાગીઓ સર્વાનુમતે નીચે મુજબ નિર્ણય ઉપર આવીએ છીએ કે:-

કચ્છના કડવા કણબીઓ (પાટીદારો) ને સાધુ દીક્ષા આપવા સંબંધી તા. ૧૩-૪-૫૪ ના રોજ કચ્છના કણબી હરિભક્તોની વિનંતીથી અમદાવાદ પૂજ્ય ધ. ધુ. આચાર્યશ્રીના મુ. સ્વામીનારાયણ બાગમાં સંતહરિભક્તો ભેગા મળેલા અને ઠરાવ થયેલ કે દીક્ષા સંબંધી ભૂજ મંદિરના ત્યાગીઓના મત જાણવા; ભૂજ મહંત સ્વામીને કચ્છનો આ પ્રશ્ન હોવાથી પુછાવવું, તે મુજબ પૂજ્ય ધ. ધુ. આચાર્યશ્રી તરફથી તા. ૧૩-૫-૫૪ ના રોજ હજુર જાવક ૧૮૦/૫૪થી ભુજલખી પુછાવતાંમહંત સ્વામી તરફથી તા ૧૯-૧-૫૫ નો પત્ર આવેલ તે આધારે વડતાલ શ્રી લક્ષ્મીનારાયણદેશની ગાદીના આચાર્ય મહારાજશ્રીનો આ દીક્ષાપ્રકરણ અંગે મત મંગાવતાં તા. ૨-૪-૫૫ ના રોજપત્ર આવ્યો કે દીક્ષા આપવાની બાબતમાં પોતે સંમત છે અને જરૂર જણાય તો તે વખતે દીક્ષાવિધિ અંગે હાજર રહેવાની પણ તૈયારી બતાવી; આ પ્રમાણે વડતાલ ગાદીનો અભિપ્રાય જોતાં અને આ અંગે આગળ પાછળના કડવા કણબી નાતના અભિપ્રાયો તેમજ પંડીત સભાનો અભિપ્રાય અને આનુષંગિક

બીજા કાગળો જોઇ વિચારી છેવટનો નિર્ણય કરવામાં આવે છે કે, કચ્છના કડવા કણબીઓ (પાટીદારો) ને હવેથી દીક્ષા આપવામાં કંઇ વાંધો નથી.

ઉપરનો ઠરાવ થએલો છે તે અંગે યોગ્ય કરવા પૂ. ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીને સર્વાનુમતે વિનંતી કરીએ છીએ એજ.

શાસ્ત્રી નારાયણપ્રસાદદાસજી (મહંત)
શાસ્ત્રી બલદેવપ્રસાદદાસ
શાસ્ત્રી ધર્મસ્વરૂપદાસ
શાસ્ત્રી હરિસ્વરૂપદાસ
શાસ્ત્રી દેવચરણદાસ વ્યા. વે. આ.
શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસ વે. સા.
શાસ્ત્રી કાવ્યતીર્થ.
શાસ્ત્રી બાલકૃષ્ણદાસ (મુલી)
ન. ન્યા. સા. શાસ્ત્રી કા. તીર્થ.
શાસ્ત્રી દેવચરણદાસ
શાસ્ત્રી હરિગોવિન્દદાસ
વૈદ્ય સાધુ હરિકૃષ્ણપ્રસાદ
વૈદ્ય લક્ષ્મીનારાયણદાસ
શાસ્ત્રી ભકતીપ્રીયદાસજી
શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ
શાસ્ત્રી હરિજીવનદાસ
શા. પુ. બાલમુકુન્દદાસ
સાધુ યોગેશ્વરદાસ

હરિચન્દ્રપ્રકાશદાસજી
શા. કેશવચરણદાસ
શા. ઘનસ્યામસ્વરૂપદાસ
શા. કેશવજીવનદાસ મહંત (મુલી)
શા. યોગેશ્વરદાસ (મુલી)
શાસ્ત્રી જ્ઞાનવલ્લભદાસ
સાધુ કૃષ્ણકેશવદાસ
સાધુ નારાયણસેવાદાસ
સાધુ સ્વયંપ્રકાશદાસ (મુલી)
સાધુ નારાયણસેવાદાસ
પા. ઇશ્વર ભક્ત
કેશવ ભગત
પા. માધવસીંહ ભગત પેન્ટર
વાભર ભગત
શામળ ભગત
પાર્ષદ શંકર ભગત
પા. મનજી ભગત

સાધુ સભાનો આ ઠરાવ મંજુર રાખવામાં આવે છે.

Sd/ D.
આચાર્ય મહારાજશ્રી.

તા. ૩-૪-૧૯૫૫.
અસલ પરથી નકલ.

રાવજીભાઇ દે. પટેલ
હજુર કારભારી
આચાર્ય મહારાજશ્રી
સ્વામિનારાયણ મંદિર
સંસ્થાન—અમદાવાદ.
હ. જા. ૨. નં. ૧૮૭
તા. ૬-૪-૧૯૫૫
મુ. સ્વામિનારાયણ બાગ,
અમદાવાદ.



રવાના:—
કચ્છનાં કડવા (પાટીદાર) ના કુલ મુખત્યાર ઓધડલાલ વેલજીભાઇ પટેલ.
કચ્છના કડવા કણબી (પાટીદાર) સમસ્ત,
C/O. પ. ભ. ધનજીભાઇ પ્રેમજીભાઇ (ગામ ગઢાશીના) તથા
પ. ભ. મુળજીભાઇ (ગામ રવાપુરના)

વિ. આ પાછળ જણાવ્યા મુજબ આપની નાતના (પાટીદારોને) કડવા કણબીઓને સાધુ દીક્ષા આપવાનો મંજુર થએલ તા. ૩-૪-૫૫ નો ઠરાવ જાણ સારૂં મોકલવામાં આવ્યો છે. તેની નોંધ લેશો.

આદાથી,
રાવજીભાઇ દે. પટેલ.
જયશ્રી સ્વામિનારાયણ

આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ
સ્વામીનારાયણ ટેમ્પલ
કમિટી અમદાવાદનો સીકકો

હજુર કારભારી,
આચાર્ય મહારાજશ્રી
સ્વામિનારાયણ મંદિર,
સંસ્થાન—અમદાવાદ.

---

મૂળ ઠરાવમાં—પૂર્વે બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સહભોજનમાં બહુ વર્ષો પર્યંતનું લાંબું ભંગાણ અનિચ્છનીય અસહ્ય પડેલું અને જેનો સમાધાનીયા કરાર પૂર્વે વૃદ્ધ ત્યાગીઓએ પરસ્પર સમજી વિચારીને એક બીજાના દેશ પ્રત્યે સંપથી જઇ આવીને યથાપૂર્વ એકતા સાધીને કરાર કરેલો કે જેમાં અગ્રેસર ત્યાગીઓની સહીઓ અને બન્ને આચાર્યોના સીક્કો સંમતિસૂચક મારવામાં આવ્યો છે અને જે શ્રીહરિ માસિકના વર્ષ ૨ અંક ૧૧ માં છપાયો છે તેની નકલ હાલમાં કરેલા અમારા ઠરાવની—સત્યતા માટે નીચે મુજબ આપી-છે.

| સીક્કો | श्रीस्वामीनारायणाय नमोनमः | आचार्य पान्डे श्री लक्ष्मीप्रसादजी विहारीलालजी |
|---|---|---|

શ્રી વડતાલના શ્રી લક્ષ્મીનારાયણદેવના સાધુ તથા બ્રહ્મચારીની અને શ્રી અમદાવાદના શ્રીનરનારાયણદેવના સાધુ તથા બ્રહ્મચારીની વચ્ચે સાધુ તથા બ્રહ્મચારી કરવાની બાબતમાં વાંધો ચાલતો હતો—તેનું નિરાકરણ સરવે સાધુ તથા બ્રહ્મચારી મળીને આચાર્ય મહારાજની સંમતીથી કર્યું છે તે નીચે પ્રમાણે—

(૧) સંવત ૧૯૪૫ ના ચૈત્ર વદી ૪ ના દીવસે સાધુ કોને કોને કરવા તે બાબતમાં બન્ને દેશના સાધુઓને અરસપરસ સહીઓ કરીને કાગળો મોકલ્યા છે તે પ્રમાણે હવે

પછી વરતવું પરંતુ આજસુધીમાં જે સાધુ થયા છે તેમના સંબંધમાં કોઇ પ્રકારનો વાંધો ન ઉઠાવતાં એઓને કાયમ રાખવા.

(૨) બ્રહ્મચારીના બાબતમાં આજ સુધીમાં બન્ને દેશમાં જે બ્રહ્મચારી થયેલા છે તેમાં કોઇ પ્રકારે વાંધો લેવો નહી. આચાર્ય શ્રીવીહારીલાલજી મહારાજે શ્રીલક્ષ્મીનારાયણ દેવના દેશમાં બ્રહ્મચારીઓના બે ચોકા એકત્ર કરેલા છે તે ઠરાવ કબુલ રાખવો અને હવે પછી નવા બ્રહ્મચારી કરવાના હોય તો તેમને એક વરસ સુધી ધોળે વસ્ત્રે રાખવા અને તે પછી બન્ને દેશના બ્રહ્મચારીયોની સંમતીથી એમને બ્રહ્મચારી થવાની દીક્ષા આપવી. ઉપર મુજબ નિકાલ થયો છે. વાસ્તે બન્ને દેશના તમામ ત્યાગીઓને અરસપરસ દેશમાં જવું પડે ત્યારે મંદિર હોય ત્યાં મંદીર સીવાય બીજે કોઇપણ ઠેકાણે ઉતરવું નહીં. સંવત ૧૯૫૮ ના કારતક સુદી ૧૦ ને રવીવાર મુ. વડતાલ મધ્યે લખ્યું છે.

| | |
|---|---|
| | સાધુ બાળમુકુન્દદાસજીની સહી દા. જુનાગઢ |
| કોઠારી ગોરધન સહી | |
| બ્ર. હરીપ્રસાદાનંદ સહી, | ,, યોગેશ્વરદાસજી સહી દ પો. |
| ,, ધરમવલભાનંદ | ,, કુંજવીહારીદાસ સ. દ. પો. |
| ,, મુનીશ્વરાનંદની સહી. | ,, હરીગોવીંદજીવનદાસ સહી. |
| ,, કપીલેશ્વરાનંદની સહી. દા. પોતે. | ,, નંદકીશોરદાસ સહી. |
| ,, નિરદોષાનંદની સ. દ. | ,, ધનસ્યામચરણદાસ સહી. |
| ,, પુર્ણાનંદની સહી. | ,, રઘુનાથચરણદાસ સ. |
| ,, અનંતાનંદજી સહી. દા. પોતે. | ,, રઘુવીરચરણદા સ. |
| ,, નારાયણપ્રીયાનંદ સ. દ. પોતે. | ,, હરીસ્વરૂપદાસજી સ. |
| | ,, ધર્મનંદનદાસ સ. |

---

## બેય દેશના આચાર્યોની સંમતિથી નીચે લખેલો ઠરાવ કર્યો છે.

શ્રીસ્વામિનારાયણાય નમઃ

શ્રીવડતાલવાસી શ્રીલક્ષ્મીનારાયણ દેવના દેશના સાધુ સમસ્ત તથા શ્રીઅમદાવાદવાસી શ્રીનરનારાયણ દેવના દેશના સાધુ સમસ્ત એ; બેય દેશના સાધુ સમસ્તે મળીને નીચે લખ્યા પ્રમાણે બંદોબસ્ત કર્યો છે.

આપણાં ઉદ્ધવ સંપ્રદાયમાં શ્રીજીમહારાજની આજ્ઞા સત્સંગિજીવનમાં છે તે પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એ ત્રણ વર્ણના પુરુષોને ત્યાગીની દીક્ષા આપીને પંગતમાં બેસારવા તે વિના અન્ય વર્ણને સાધુની દીક્ષા ન દેવી ને પંગતમાં ન બેસારવા તેની વિગત નીચે પ્રમાણેઃ—

૧ કુંભાર ૨ સથવારો ૩ ભાટ ૪ ચારણ ૫ કાછીયા ૬ માળી ૭ કાઠી ૮ લુવાર ૯ આહીર ૧૦ ભરવાડ ૧૧ રબારી ૧૨ બારડ ૧૩ ભાવસાર ૧૪ બોરીયો ૧૫ ખતરી ૧૬ વ્યાસ ૧૭ તરગાળો.



આ આદી ઉતરતી જાતના પુરુષોને સાધુ ન કરવા જે કરાવે તેને પાંચસે પરમહંસના સમ છે ગુરુદ્રોહી વચનદ્રોહી છે અને જો કોઇ જાણે અજાણે ઉપર લખેલા માંહેથી કરાવે તો તે સાધુને ધોળાં પહેરાવવા ને સાધુ કરાવનારને પ્રાયશ્ચિત કરાવી પંગતમાં બેસારવો આ ઉપર લખ્યા પ્રમાણે બેય દેશના પંચે મળી ઠરાવ કર્યો છે.

સંવત ૧૯૪૫ના ચૈત્ર વદી ૪ને શુક્રવારે લી. **સાધુ નારાયણમુનિદાસજી.**

| | |
|---|---|
| ૧ સાધુ નિર્ગુણદાસજી દસકત પોતાના ઉપર લખેલી સહી | ૧ સાધુ હરિગોવિંદદાસની સહી દા. નારાયણમુનિદાસ |
| ૧ સાધુ કૃષ્ણસ્વરૂપદાસજી અક્ષર પોતાના | ૧ સાધુ નિરંજનદાસજીની સહી દા. પોતે |
| ૧ સાધુ કેશવચરણદાસજીની સહી અક્ષર પોતાના | ૧ સાધુ પ્રભુચરણદાસજીની સહી દા. મુકુન્દચરણદાસજી |
| ૧ સાધુ યશોદાનંદનદાસજીની સ. અક્ષર પોતાના | ૧ સાધુ કૃષ્ણજીવનદાસજીની સાખ દા. તેમના કહેવાથી સાધુ હરિકૃષ્ણદાસજી |
| ૧ સાધુ માધવજીવનદાસની સહી દા. નારાયણમુનિદાસ ધણીના કહેવાથી | ૧ સાધુ કૃષ્ણજીવનદાસજી સાખ દા. પોતે |
| ૧ સાધુ યજ્ઞપુરૂષદાસની સહી દસકત પોતે | ૧ સાધુ રાધામનોહરદાસજીની સહી તેમના કહેવાથી લી. સાધુ ભક્તિપ્રિયદાસજી |
| ૧ સાધુ મુકુન્દજીવનદાસની સહી દા. પોતે | ૧ સાધુ હરિકૃષ્ણદાસજીની સહી તેમના કહેવાથી દા. સા. હરિસ્વરૂપદાસજી |
| ૧ સાધુ જીસ્નુદાસજીની સહી દસકત પોતે | |
| ૧ સાધુ મોરલીમનોહરદાસજી સ. દા. પોતે | ૧ સાધુ રાધાવલ્લભદાસજીની સહી તેમના કહેવાથી સાધુ હરિજીવનદાસ |
| ૧ સાધુ વિષ્ણુપ્રસાદદાસજીની સહી | |
| ૧ સાધુ સ્યામચરણદાસજીની સ. દા. ધણીની આજ્ઞાથી | ૧ સાધુ ધનસ્યામપ્રસાદદાસજીની સ. દા. પોતાના |
| ૧ સાધુ પરમાત્માદાસજીની સહી દા. પોતે | ૧ સાધુ કૃષ્ણપ્રસાદદાસજીની સહી દા. પોતાના |

---

ઉપરના બન્ને જુના પત્રોના અનુસંધાનમાં ઉપયોગી વાતને સમર્થતો બન્ને ગાદીના તે વખતના કારભારી વચ્ચેની ભાંજગડને સૂચવતો આ એક પત્ર પણ લેખિત મળ્યો છે તેની નકલ નીચે મુજબ છે.

સ્વસ્તીશ્રી અમદાવાદ મહા શુભસ્થાને પરમ ભગવદી શ્રીજીકૃત મર્યાદાપાળક સર્વગુણ સંપન્ન હરીભક્ત શિરોમણી રાજકાજમાં નીતિપ્રવીણ સાધુસેવામાં તત્પર-રા. રા. રાવ બહાદુર-કેશવલાલભાઇ હીરાલાલભાઇ તથા વકીલ સોમેશ્વરભાઇ નારાયણજીના કુટુંબ પરીવારને શ્રીજીમહારાજ કુશળ રાખે. પ્રત્યે. શ્રી વડતાલથી લ. કોઠારી ગોરધનદાસના સ્નેહપૂર્વક જયશ્રી સ્વામી નારાયણ વાંચશો. વિશેષ લખવાનું કે આપના તરફથી પત્ર તથા સાધુ

બ્રહ્મચારી બાબતનો ઠરાવ લઈને જાળા. જેઠા ભક્ત વગેરેને મોકલ્યા તે પોચ્યા છે. અને આપનો લખેલો પત્ર સભામાં સાધુ બ્રહ્મચારી ત્યાગી તથા સર્વ ગૃહસ્થોને વંચાવ્યો છે તે વાંચી સંતોષ થયો અને સર્વ ગૃહસ્થ વીગેરે પણ રાજી થયા છે આપેકેટલાએક શબ્દો વધારે લખેલા છે તે પણ અમોએ કાયમ રાખ્યા છે. તમારે ત્યાં કોઈ કુલ મુખત્યાર ની સહી નથી કેમ જે અહીં મારા નામથી સહી પ્રથમ કરેલી હતી તે હાલમાં અહીં વાળા ગૃહસ્થોએ શંકા કરી કેમ જે સં-૧૯૪૫ની સાલમાં સામ સામે સાધુઓએ સહી કરેલી પણ આચાર્ય મહારાજ શ્રીની સહી નહી તેથી કેટલાએક કહેવા લાગ્યા જે આચાર્ય મહારાજની સહી જોઈએ પણ હાલમાં આચાર્ય મહારાજની સહી કરી નથી અને અહીના આચાર્યમહારાજ તો નાંના છે તેથી તેમને સાટે મારી સહી કરી છે પણ હું આચાર્ય મહારાજની સહી કરાવવા માગતો નથી પણ કુલ મુખત્યારની સહી જોઈએ એવુ સદગૃહસ્થો ટ્રસ્ટીઓ વીગેરે વાળા કહેતા હતા. આ પત્ર લખાવીને કેટલા એક ગૃહસ્થો પોત પોતાને ઘેર ગયા છે. અને કેટલા એક હજુ રહ્યા છે માટે આપે મોકલેલો ઠરાવ લઈને અત્રેથી રા. રા. હરીલાલ સખીદાસને મોકલ્યા છે માટે તેમાં આપના તરફથી કુલ મુખત્યારની સહી કરાવીને તે ઠરાવ પાછો અત્રે આવતી કાલે શનીવારે મોકલશો ત્યાર પછી અહીથી શનીવારની બપોરની ગાડીમાં સાધુ બ્રહ્મચારીઓ મળી માણસ ૨૫ ને આશરે તમારે ત્યાં અમદાવાદના સ્ટેશને સાંજનાં ચાર વાગતા જે ગાડી આવે છે તે ગાડીમાં આવશે. આપના લખ્યા પ્રમાણે બીજો ઠરાવ લખાવી અને તેમાં સર્વ સાધુ બ્રહ્મચારીઓ ની સહી કરાવીને તે ઠરાવ હરીલાલભાઈ જોડે મોકલ્યો છે, અને પ્રથમનો ઠરાવ કાગળ બરડ હોવાથી ફાટી ગએલો તે અહી રાખ્યો છે સદરહુ ઠરાવમાં મારે જે વધરાવવાનું તે વધારીને ઠરાવ મોકલ્યો છે. તે લેશો. આ પત્ર લખાવીને કેટલાએક ગૃહસ્થો પોતપોતાને ઘેર ગયા છે ને કેટલાએક હજુ રહ્યા છે. આચાર્ય મહારાજશ્રીને મારા દંડવત સહીત જયશ્રી સ્વામીનારાયણ કહેશો તથા સર્વ સંતમંડળને પણ નારાયણ કહેશો એજ. સંવત ૧૯૫૮ના કારતક વદી. ૪ શુક્રવાર.

વિનંતી કે આપને ત્યાંથી કેટલાક બ્રહ્મચારીઓના કાગળ અત્રેના બ્રહ્મચારીઓ ઉપર ખાનગી આવેલા તેમાં લખેલું કે અનાવલા બ્રાહ્મણો બાબત ખુલાશો લખ્યો નથી પણ અહીના બ્રહ્મચારીયોએ જવાબ લખ્યો કે શ્રીમાન રાવબહાદુર સાહેબ તથા વકીલ સાહેબે સઘળો ખુલાસો કરીને જ લખ્યું છે. અને અમારે એઓ સાહેબનું કરેલું જ કબુલ છે. માટે તેમનાથી જ ખુલાસો સમજી લેશો.

ઉપરની બાબત સં. ૧૯૪૫ થી ૧૯૫૮ સુધીમાં બની છે. તેને આજ પચાસ ઉપરાંત વર્ષો વીતિ ગયાં છે સંપ્રદાયના શિષ્ટ મહાજન અગ્રણી સાધુ બ્રહ્મચારી પાર્ષદોએ પરસ્પર મળીને પ્રેમ એકતા સાધીને સંપ્રદાયના ત્યાગીઓની પવિત્ર દિક્ષા અને સહ પંક્તિની શુદ્ધિ માટે કેવો પરમ પ્રયાસ પ્રશંસનીય કર્યો છે તે ત્રણ પત્રોના પ્રસાદી શબ્દોથી જણાઇ આવશે.

---



△ ઉપર મુજબનો ઉપોદઘાત છે. હવે અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રી, તેમના મહંત શાસ્ત્રીજી અને તેમના અનુયાયી કચ્છી કડવા કણબીઓ એ ત્રણ જણના જવાબરૂપ પત્રનો જવાબ આપવાનો અવશેષ રહે છે તેને અનુક્રમથી આપીએ. :-

ધ. ધુ. ધ. મા. અમદાવાદના પૂજ્ય આચાર્યશ્રીએ શિષ્ટાચાર ખાતર આપેલા ઉત્પ્રેક્ષિત ઉત્તરનો ઉચિત પ્રતિ ઉત્તર—

(૧) પેરેગ્રાફમાં "તમારો પત્ર રજીસ્ટરથી લખેલો મળ્યો. કોને ઉદ્દેશીને લખ્યો છે તે સમજાતુ નથી; કારણ કે તેમાં મથાળે કોઈનું નામ લખવામાં આવ્યું નથી" એમ નામ ન લખ્યાનો દોષ કાઢ્યો છે. આતો કોઈ જવાબ લખવા બોલાવેલા ખાનગી વકીલની વકીલાત વૃથા છે. એમાં કશો ઉપયોગી અર્થ નથી. નિર્ણયકર્તા આચાર્યશ્રીને જ ખાસ ઉદ્દેશીને લખ્યો છે એ અર્થ અતિ સ્પષ્ટ છે. રજીસ્ટરથી રવાના કરાતા પત્ર ઉપર લેનાર મોકલનાર બન્નેનું નામ વિસ્પષ્ટ લખવું પડે છે. એમાં આપશ્રીનું શુભ નામ વ્યક્ત લખ્યુ છે. મારૂ નામ જેમ રજીસ્ટરથી જાણ્યું તેમ આપનું નામ પણ જાણી શકાય છે. અમારો પ્રથમનો અને બીજો પત્ર જો અંતઃપ્રવેશ કરીને વાંચવામાં આવે તો. એથીપણુ અમદાવાદના આચાર્યશ્રીને ઉદ્દેશીને લખ્યો છે એ અતિ સ્ફુટ થાય છે. બીજા કોઇ અપરની એમાં સંનિધિ નથી. શિરનામથી અમે બન્ને પત્રો વાંચીનેજ અમોને ઉદ્દેશીનેજ પત્ર લખ્યો છે" એમ સ્વયં સમજીનેજ ઉત્તર અપાયો છે એટલે એવી અનુપયોગી ચર્ચાને સ્થાન રહેતું નથી. સ્વનામ સમજયા સીવાય ઉતર આપી શકાતો નથી. 'अनुक्तमप्यूहति पंडितो जनः' એ ન્યાયે પણ નામની સ્પષ્ટતા થતી હોવાથી મથાળે નામ નિર્દેશ કર્યો નથી વળી નામ નિર્દેશ કરવા જઈએ તો તેનો વિધિ ઉચિત ઉપમા વિગેરે કરવો પડે, એમ કરવાજતા દોઢડહાપણનો અપવાદ આવે. વળી પ્રમુખનેતો નકલ મોકલવાનો અધિકાર સભ્યોએ આપેલો તે મુજબ કરવાનું કર્યું છે. જે કોઈ ઠરાવ હોય તેની નકલજ મોકલવાનો રીવાજ પણ છે. એવી વસ્તુ સ્થિતિ વ્યાજબી હોવાથી મથાળે નામ લખ્યું નથી. જો અવિવેક મનાતો હોય તો સેવક સમજીને ક્ષમા કરશો. અને હવેથી પ્રસંગ આવતાં આપશ્રીની ઈચ્છા મુજબ નામ-લખીશું.

(૨) પેરેગ્રાફમાં "એવો પત્ર મોટાભાઈ આનંદપ્રસાદજી મહારાજ દ્વારા મોકલવો જોઈએ તેમ અમારી ઉપર સીધો પત્ર લખી ખુલાસો માગવો તે બરોબર નથી." એમ મોટાભાઈના દ્વારવિના સીધો પત્ર લખવામાં દોષ દર્શાવ્યો છે. આતો વૃથા વકીલાત અર્થશૂન્ય છે. કચ્છી કડવા કણબીઓને દીક્ષા આપવાનો નિર્ણય કરનારા આપશ્રી પ્રથમ છો. તેમાં મોટા ભાઈની સંમતિ કારભારી મધુભાઈ દ્વારા મેળવી છે. એટલે અમારે તો બન્તે આચાર્યો વિવાદનું સ્થાન બન્યું છે. જેથી મોટાભાઈને દ્વારનહિ કરતાં સીધો પત્ર આપની ઉપર લખ્યો છે તે બરોબર છે. વળી મોટાભાઇ એવું ઉપાધિરુપ દ્વારપણું સ્વીકારે નહિ અને એ રીતે મોકલવાની ફરજ પણ અદા કરે નહિ, જેથી અમારી મહેનત નિષ્ફળ જાય! "આફ્રિકા દેશ દક્ષિણ દિશામાં આવેલો હોવાથી દેશવિભાગના લેખ પ્રમાણે વડતાલ ગાદી તળે આવે" એવો વડતાલ કમીટી એ તા. ૧૨-૧૦-૫૪ની મીટીંગમાં ઠરાવ નં. ૧ થી ઠરાવ કરેલો. જે ઠરાવ મોટાભાઈ દ્વારા આપથી ઉપર મોકલવાનું

રેલું અને તે પ્રમાણે વર્તન કરેલું. પરંતુ તેનું કશું ઠેકાણું હજુ સુધી પડયું નથી એ અનુભવની વાત છે, એવાતો અનેક દાખલા છે વળી પરતંત્ર મોટાભાઇ દ્વારા મોકલવા કરતાં તે વળી કારભારીઓને આપે અને તે ઘાલી મુકે કશો અમલ કરે નહી અને અમારી મહેનત સુધા થાય સહાર કાર્ય કરતા કરતાં અદ્ધાર કરવું એ વધુસાર છે" એવી નીતિ છે. વળી આ કોઈ વર્તાવડો પ્રશ્ન અટપટો નથી કે જેથી વહીવટકર્તા મોટા ભાઇને આર કરવા પડે. વચનામૃત સંબંધે કોઈ કુટિલ વકીલે જગાવેલા જોરદાર ઝઘડામાં આપશ્રીએજ મને સાંનિધિમાં બોલાવવાનો કૃપાપાત્ર પત્ર સાક્ષાત્ લખ્યો હતો એમાં મોટાભાઇને આગે દાર કર્યા ન હતા. વળી આતો ત્યાગિનાત સાથે સંબંધ ધરાવતો દીક્ષાપ્રશ્ન છે તેમાં નિર્ણયકર્તા આપશ્રીજ મુખ્ય વિવાદ સ્થાન બન્યા છો. માટે તેના ખુલાસા માટે આપનેજ સીધો પત્ર લખ્યો છે તે બરોબર છે. વળી વડતાલ ગાદીની ત્યાગી સભાનો કરેલો ઠરાવ આપશ્રી ઉપરજ સીધો મોકલવાનું વિધાન હોવાથી એજ પ્રમાણે પ્રમુખને વર્તવાનું છે. તેમાં આપ ડહાપણને સ્થાન ન હોય, એ દષ્ટિએ પણ સીધો પત્ર લખ્યો તે બરોબરજ છે. ગમે તેમ સમજો પરંતુ જ્યારે પત્રનો ખુલાસો સ્વયં અપાય છે તો પછી એવી ચર્ચાની જરૂર રહેતી નથી. મોટાભાઈ દ્વારા પત્ર ન મોકલ્યો તેને ભારે ભુલ કાઢી છે. પરંતુ આપે પણ એવીજ ભુલ કરી છે એમ કહેવાનો અમને લાગ મળે છે કેમકે આપશ્રીએ મોટાભાઈ દ્વારા પત્ર ન મોકલતા સીધો પત્ર મારી ઉપર રજીસ્ટરથી મોકલ્યો છે. આતો વકીલોની એક પ્રથા વૃથા છે.

(૩) પેરેગ્રાફમાં "તેમ છતાં શિષ્ટાચાર ખાતર તમને જણાવવામાં આવે છે કે આ નિર્ણય અમો બન્ને ભાઇઓએ સાથે મળીને કરેલો છે તે સંપ્રદાયમાં સૌને માન્ય હોવોજ જોઇએ" એમ આચાર્યની સ્વતંત્ર સત્તા ઉપર ભાર મુકીને નિર્ણયની યોગ્યતા સમર્થન કરી છે. વડતાલના ઠરાવકર્તા ત્યાગીઓને ઉપરના એ પેરેગ્રાફથી શિષ્ટાચારલોપક હોઇને જવાબમાં નાલાયક ઠરાવીને અને પોતાને શિષ્ટાચારપાલક માનીને તે ખાતર જવાબ આપવાની તસ્દી લીધી છે તે અમો અહોભાગ્ય માનીએ છીએ શિષ્ટો અશિષ્ટોને આદર માન આપે એતો મોટી અનુકંપા કહેવી પડે. આચાર્યોનો જો શિષ્ટાચારને લક્ષમાં લઇને નિર્ણય કર્યો હોત તો સૌને માન્ય થાય એમાં સંશય લેશ નથી આતો સર્વથા શિષ્ટાચાર વિરૂદ્ધ હોવાથી અને એક તરફી હોવાથી સૌને માન્ય ન થાય એ સહજ છે, સંપ્રદાયમતે શિષ્ટાતો પૂર્વાચાર્યો પૂર્વ ત્યાગીઓ અને પૂર્વ હરિભક્તો એકમતે મનાયા છે. તેમણે કેવો આચાર વિચાર પાળ્યો છે તે આચાર્યોએ પ્રથમ જાણવાની ખાસ જરૂર છે, અત્યારના આચાર્યોએ પૂર્વના અનુસંધાન વિના કરેલા નિર્ણયમાં પૂર્વાચાર્યો પ્રથમથી વિરોધી હતા અને આપશ્રીપણ અર્ધી આયુષ્ય પર્યંત વિરોધી અવરોધી રહ્યા હતા. પૂર્વ ત્યાગીઓ પણ કહ્યા વિરોધી ઠેઠ સુધી રહ્યા હતા. શિષ્ટાચારને વેદવત્ પ્રમાણપણે પરિગ્રહ્યો છે. શ્રુતિસ્મૃતિમાં કહેલા ધર્મોમાં દેશકાળની વિગુણતાથી સંશય થાય તો શિષ્ટાચારને પ્રમાણમાં પ્રથમસ્થાન અપાયું છે. આવા પરમ પ્રમાણભૂત શિષ્ટાચારનો ભંગ કર્યો છે એમ કોઈ કહેતો તે ખોટું નથી.



A સં. ૧૯૪૫ થી ૧૯૫૮ સુધીનું લાંબુ ભંગાણ સહભોજનમાં પડેલું. તેનું સમાધાન બંને દેશના અગ્રગણ્ય પ્રમાણિક ત્યાગીઓએ મળીને એકબીજાના ગાદી સ્થાને સમૂહથી સીધાવીને એકતા સંપાદીને સર્વાનુમતે લેખિત કરેલું તેમાં બન્ને ગાદીના મોટેરા ત્યાગીઓની સંમતિ સૂચક સહીઓ લેવામાં આવી છે એ વિધિ સર્વમાન્ય પુરો થતાં બન્ને આચાર્યોનો શીક્કો મક્કમતા માટે મારવામાં આવ્યો છે. આ બાબત સંપ્રદાયી સર્વેજનને પરંપરાથી સુવિદિત છે. આનું નામ શિષ્ટાચાર પ્રમાણ કહેવાય. હાલમાં કરેલા નિર્ણયમાં એવો કોઈપણ શિષ્ટાચાર નથી એ દેખાતી ખરી વાત છે. અમદાવાદના આચાર્યશ્રીએ કે ત્યાગીઓએ વડતાલ ગાદીના અગ્રેસર કોઈપણ ત્યાગીને પુછવામાં આવ્યું નથી. કિંમતના જાણવા પણ દીધુ નથી બહુ છાનું કર્યું છે આ આધુનિક નિર્ણયને અને જુદા મહાજન કૃત નિર્ણયને અંતર્ગત વિવિધ વસ્તુઓનો પૂર્વાપરના અનુસંધાનથી પૂરો વિમર્શ કરવામાં આવે તો પૂર્વનો શિષ્ટાચાર અને આધુનિક શિષ્ટાચારમાં દિવા રાત્રિ જેટલું અંતર પડે છે એ દેખીતી વાત છે. 'યદાદાચરતિ શ્રેષ્ઠઃ' એ ન્યાયે પૂર્વ થઇ ગએલા શ્રેષ્ઠોએ જે સદાચરણ કર્યું હોય એજ પ્રમાણે પાછળનાઓએ વર્તવાનું છે. સ્વેચ્છાચરણ કરવાનું નથી તેમ નવું કરવાનું કશું નથી આપશ્રીની આજ્ઞાથી જે નિર્ણય કડવા કણબીઓએ છપાવીને જાહેરમાં મુકયો છે તેમાં ફક્ત આપશ્રીનોજ શીક્કો સહી છે. મોટા ભાઇનો નથી તેમ ફક્ત અમદાવાદ ગાદીના જ અર્ધા સામાન્ય ત્યાગીઓની સહીઓ છે. ઘણા મોટા ત્યાગીઓની સહીઓ નથી. વડતાલ ગાદીના કોઈપણ ત્યાગીની સહી નથી એ તો પ્રત્યક્ષ છે આવી અપૂર્ણ અર્ધદગ્ધ સ્થિતિવાળો નિર્ણય એક દેશી એક તરફી આપ ખુદી સત્તાવાળો મનસ્વી છે એમ કહેવામાં કશું ખોટું નથી એ રીતે બન્ને વચ્ચે તેજસ્તિમિર જેટલું અંતર ઉઘાડું દેખાતું હોવાથી સર્વને સંમાન્ય ન થાય એ સહજ છે, પૂર્વાચાર્યોની ચાર પેઢી અને આપની અર્ધી અવસ્થા પર્યંત પૂર્વે નહિ કરેલો નિર્ણય તા. ૩-૪-૫૫ દિને હજુરથી બાગને અંગલે ખાનગી સાત નવો કર્યો છે તેથી પણ સર્વમાન્ય થાય નહિ. મંદિરમાં સભા ભરવી જોઇએ, તેમાં તમામ ત્યાગીઓને બોલાવવા જોઇએ. પૂર્વાચાર્ય અને પૂર્વ ત્યાગી પાવિત સદાચારની ચર્ચા કરવી જોઇએ. અને બીજા સાથે થએલા કરારને લક્ષમાં લેવો જોઇએ શિષ્ટાચાર ઉપર ભાર મુકવામાં આવેલો હોવાથી આ રીતે અધિક કહેવામાં આવ્યું તે ક્ષન્તવ્ય છે આચાર્યોની સ્વતંત્ર સત્તા ઉપર સ્વયં ભાર મુકવામાં આવ્યો છે તે અવિચારિત સુંદર છે. વિચારે તો સુંદર નથી. તેમની સત્તા મર્યાદિત વ્યવસ્થિત અને બંધારણીય પરિમિત છે. પરમેશ્વરની અન્યથા કર્તું શક્તિ છે પણ તે વ્યવસ્થિત મર્યાદિત છે. મનુષ્યોને પશુઓ કરતા નથી અને પશુઓને મનુષ્યો કરતા નથી અને તેમના સ્વભાવોની સંકરતા કદાપિ કરતા નથી. જ્યારે પરમેશ્વરની બાબતમાં એમ છે તો બીજા અલ્પજ્ઞ અલ્પશક્તિ જીવોની શી વાત? એનું વિવેચન વિસ્તારભયથી કરતા નથી.

મોટા ભાઈની સાથે મળીને કરો કે તેમને મળ્યા વિના એકલા કરો એથી વિશેષ નથી એકલાએ કરેલો નિર્ણય જો ન્યાયસર પ્રથાસર શિષ્ટાચાર ધોરણસર હોય તો સર્વમાન્ય થાય એમાં કોઈનો વિવાદ હોઈ શકે નહિ.

અમારા પૂજ્ય આચાર્યશ્રીને મોટાભાઈનું સન્માન આપીને અને કપટપ્રાય કારભારી દ્વારા અતર્જાતિભેદ ગુપ્ત રાખીને કડવા કણબી નામથી છેક છેતરીને અને પૂર્વે થયેલા વિરોધની જાણપણું કર્યા વિના લાગવગથી અપૂર્વ સ્વાર્થ સાધી ગયા અને ભોળા મોટાભાઈને પોતાનીજ ગાદીના તમામ ત્યાગીઓ સાથેની મહોપાધિમાં નાખી દીધા એ ઠીક થયું નથી. જો સાચી રીતે મોટાભાઈ માન્યા હોય તો તેમની સંમતિ પ્રથમથી વિધિસર લેવી જોઈતી હતી. સઘળી તૈયારી ચોમેરની કરી કરાવીને સંમતિ છાની રીતે લઈ ગયા એ શિષ્ટાચારમાં ખામી સૂચક છે. રહસ્યાર્થપ્રદીપિકાટીકા સાથેનાં વચનામૃતોના અપ્રમાણતા સર્વમાન્ય કરવી હતી ત્યારે પ્રથમ રા. રા. જોષી છોટાલાલભાઈ કારભારી અને સ. ગુ. નંદકીશોરદાસજીને વડતાલ મોકલ્યા હતા. અને તેમજ પ્રથમ શા. હરિજીવનદાસને મળીને વાટાઘાટ કરીને મુસદ્દો તૈયાર કરીને પછીથી સહીશીક્કા સાથે સંમતિ લીધી હતી. એમ અવશ્ય થવું જોઈતું હતું પૂછવાનો અર્ધ દગ્ધ શિષ્ટાચાર કર્યો પણ બહું ક્લિષ્ટાચાર અને વિક્લિષ્ટાચારમાં અંતે પરિણામ આવ્યો છે તે સ્વયં અંતરમાં જોશો. અને અનુયાયીઓને જણાવશો વડતાલના ત્યાગીઓને અશિષ્ટો માનીને પુછવામાં આવ્યું નથી એ તો આચાર્યની સ્વતંત્ર સત્તાનો અપૂર્વ પુરાવો હોય તો નવાઈની વાત નથી વળી શિષ્ટાચાર ખાતર જવાબ આપવાનો જણાવો છો એ ઉપરથી એવો ભાવાર્થ નિકળે છે કે અમારા ઠરાવમાં જવાબ આપવા જેવું કશું જ વસ્તુ નથી જો એમજ હોય તો જવાબ ન આપવો એ સારૂ હતુ વળી જ્યારે જવાબમાં કશુજ રીવાજ આદિ સત્ય વસ્તુ નથી તો એ દ્રષ્ટિએ પણ જવાબ આપવો જોઈતો ન હતો જેમ "मौनं कालविलम्बश्च" એ નકારના છ લક્ષણ પૈકી કાલ વિલંબ અગીયાર માસ સુધીનો લાંબો કર્યો તેમ મુદ્દલ જવાબ જ આપવો ન હતો "मौनं सर्वार्थसाधनम्" "मौनिनः कलहो नास्ति" "ન બોલ્યામાં નવ ગુણ" એવી લૌકિક કહેવત પણ છે એ નીતિએ મૌન સેવન સારૂં હતું यद्भावि तद्भवतु

(૪) પેરેગ્રાફમાં "આપણા સંપ્રદાયમાં કડવા કણબીઓને દીક્ષા આપવાનો રીવાજ ઘણો જુનો છે અને એ પ્રથમથી જ પ્રચલિત છે." એમ રીવાજ ઉપર બહુ ભાર જણાવ્યો છે. તેની સાથે વિરોધ કે વિવાદ નથી કેમકે ઘણો જુનો રીવાજ પ્રથમથી જ પ્રચલિત છે. દેશ ભેદથી ધર્મભેદની વ્યવસ્થા મનાય છે. આ કડવાઓ પિરાણા ધર્મના અનુયાયી નહી હોઈને યવન ધર્મના સંસર્ગે રહિત હતા એમ એને માટે વિરોધ ઉહાપોહ સંપ્રદાયમાં થયો નથી.

(૫) પેરેગ્રાફમાં "કચ્છના કડવા કણબીઓને દીક્ષા આપવામાં આવી છે તે પુરેપુરી ખાત્રી કર્યા પછી તેમજ પૂર્વાપર પ્રમાણો લઈને રીવાજ મુજબ દીક્ષા આપેલ છે; માટે તેમાં સંપ્રદાયની કોઈપણ પ્રથા કે ધોરણ અથવા તો આગળ પાછળ થએલા કોઈપણ કરારને બાધ આવતો નથી તેની નોંધ લેશો." એમ અંતે સ્વકૃત નિર્ણયનું સત્યતા સમર્થન વિતથ રીવાજ પ્રથા અને ધોરણને મુખ્ય પદ આપીને કર્યું છે આ તો કેવલ છેતરપંડી વકીલની સલાહથી વાપરી છે. એ વકી છે હવે એનો વિમર્શ વિશેષતઃ કરીએ વિવાદનું આખું સ્થાન આ પેરેગ્રાફના ખાત્રી પ્રમાણો પ્રથા રીવાજ ધોરણ કરાર વિગેરે શબ્દો છે.



કચ્છના એક ભાગ અબડાસા દેશમાં રહેતા કચ્છી કડવા કણબીઓને સાધુ દીક્ષા દેવામાં પુરેપુરી ખાત્રી શી કરી છે? અને પૂર્વાપર પ્રમાણો ક્યાં છે? અને રીવાજ કેવો ક્યારનો છે? અને પ્રથા કે ધોરણ કે આગળ પાછળના કરારને બાધ શાથી નથી આવતો? એનું લવલેશ ઉપપાદન નથી. આકાશ કુસુમ જેવું સાવ અસત્ય આખો પેરેગ્રાફ જેમતેમ ફિલ વકીલે વંચકપ્રથાએ ગોઠવી આપ્યો છે. દીક્ષાદાનમાં પ્રથમાચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી, દ્વિતીયાચાર્યશ્રી કેશવપ્રસાદજી, તૃતીયાચાર્ય શ્રી પુરુષોત્તમપ્રસાદજી, ચતુર્થાચાર્ય વાસુદેવપ્રસાદજી અને અર્ધી આયુષ પર્યંત વિરાજમાન પંચમાચાર્ય આપશ્રી દેવેન્દ્રપ્રસાદજી અને તે વખતના તમામ ત્યાગી હરિભક્તોએ પ્રચંડ વિરોધ અખંડ જાગતો રાખ્યો છે. આજ સુધીના કોઈપણ પ્રસાદોએ પિરાણા ધર્મને પાળતા કચ્છી કડવાઓને દીક્ષાદાનનો પ્રસાદ આપ્યો જણાયો નથી તેમાં વળી આપશ્રીના ચરણારવિંદમાં તો પ્રખર વિરોધ સર્વાંશે નોંધાયો છે. આ દીર્ઘ દશામાં પુરેપુરી ખાત્રી પૂર્વાપર પ્રમાણો અને પ્રથા રીવાજ હતો ક્યાં? 'मूलं नास्तिकुतःशाखा' એમ અમૂળ છે. જેમ આપણા ગુજરાત આદિ દેશમાં કડવાઓને દીક્ષા દેવાનો રીવાજ ઘણો જુનો પ્રથમથી પ્રચલિત છે તેમ કચ્છમાં નથી. ચોથા પેરેગ્રાફમાં જે ઘણો જુનો પ્રથમથી પ્રચલિત હોય તેને રીવાજ કે પ્રથા કહેવાય એમ પ્રથાનું લક્ષણ સમર્થન સ્વયં કર્યું છે. પ્રથાકે ધોરણ ધર્માનુબન્ધી હોવું જોઈએ નહી કે કપોલકલ્પિત. પ્રખ્યાતિને પ્રથા કહે છે. પરંપરા અભ્યાસને રીવાજ કહે છે. પ્રથા કહો કે રીવાજ કહો બન્ને એકાર્થ છે. અર્થમાં બહુ ભેદ નથી. તે આપણા સંપ્રદાયના પૂર્વાચાર્યોના જુના વખતથી વર્ષોથી નથી. અને આપશ્રીના પૂર્વ સમયમાં પણ ન હતી. એટલું જ નહિ પણ આચાર્યશ્રી અને ત્યાગી ગૃહીઓએ હિંમતથી વિરોધ ખુલ્લો પકડી રાખ્યો છે. અને વળી એ કોમના કોઈને પણ અદ્યાપર્યંત કોઈ દીક્ષા દેવામાં આવી નથી. તેને પ્રથા કે રીવાજ કેમ કહી શકાય? આતો કેવળ છેતરપંડી છે આપશ્રીતો આચાર્ય હોઈને બધી બાબતને જાણો છો. માટે આવી દિવાજેવી દેખીતી બાબતને પ્રથા કે રીવાજ કહો છો તે તો વૃથાજ છે. પૂજ્યપાદ પૂર્વાચાર્યોએ અને તેમના અનુયાયી પૂર્વ ત્યાગીગૃહી વૃદ્ધોએ મળીને જે સર્વ હિતાર્થે બાંધ્યુ હોય તેને ધોરણ કે બંધારણ કહેવાય એ બંધારણુ આચાર્યો અને તદનુયાયી ત્યાગીઓએ મળીને પેઢી સુધી દઢ બાંધી રાખ્યુ તેનો ચોખ્ખો આખો ખુલ્લો ભંગ થયો છે તે તપાસીને પુરે પુરી ખાત્રી કરો. બંધારણુ તો લેખિત પણ હોય છે. જો ઘણો જુનો રીવાજ પ્રથા ધોરણ પ્રથમથી પ્રચલિત હતું તો તા. ૩-૪-૫૫ના રોજ કચ્છી કડવાઓની અરજીનું નાટ્ય, સ્વદેશના ત્યાગીઓની સ્વલ્પ સહીઓનું ધુત, ભુજના ત્યાગીઓની અર્ધદગ્ધ સંમતિનું ટીખળ અને વડતાલના ભોળા આચાર્યશ્રીની સંમતિનો આડંબર અને તેમાં પોતાની સંમતિ શીક્કો સહી હ. જા. ર. નં. વિગેરેનું તોફાન વિગેરે બહુ મોટી અદષ્ટ અશ્રુત પૂર્વ ખટપટની બીલકુલ જરૂરજ ન હતી. સર્વ રીતે સંપન્ન સિદ્ધ હતુજ નથી. 'ઘણો જુનો પ્રચલિત' નહિ કહેતા તા. ૩-૪-૫૫થી નવો રીવાજ પ્રથા પાડી છે એમ ચોખ્ખું કહેતા હો તો અમારે કાંઈ કહેવાનું રહે નહિ. ઘણો જુનો પ્રથમથી પ્રચલિત કહેવો છે અને તા. ૩-૪-૫૫ થી પ્રારંભ કરાય છે એ તો પરસ્પર વિરૂદ્ધ

હાસ્યાસ્પદ છે. હવે જુઓ કે શી ખાત્રી પુરેપુરી કરી છે? નામનિશાન કર્યું જ નથી.

સં. ૨૦૦૦માં કચ્છી કડવાઓએ તેમના બીજા મળતીયા ભાઈઓનો સાધુ કરવા દીક્ષા પ્રશ્ન જબરો ઉપાડેલો અને તેમાં આચાર્યશ્રીને યુક્તિ પ્રયુક્તિથી છળથી મેળવેલા પરંતુ ઘણા જાણભેદુ આગેવાન ત્યાગીઓ તથા હરિભક્તોનો સકારણ પ્રબળ વિરોધ જોઈ જાણીને આપશ્રીએજ એ પ્રશ્ન માંડી વાળ્યો હતો. આ વાત વૃદ્ધકથા પ્રસ્તાવમાં અદ્યાપિ પ્રચલિત છે. કચ્છી કડવાઓને સાધુ દીક્ષા નહિ આપવાનું ખરૂ કારણ શું છે તે વૃદ્ધો જાણે છે પણ ઉઘાડું કહી શકતા નથી. કારણ છુપાવીને ઉપલક વાત કરે છે; ભક્તરાજ મીસ્ત્રી જેરામ રામજીએ સારી ઉપર એક પત્ર કારણસર લખ્યો હતો તેમાં પ્રસંગાત ખરૂ કારણ આદર્શરૂપ પ્રદર્શાવવા પૂર્વક સાચો વિરોધ અમદાવાદ ગાદીસ્થાને સ્પષ્ટ જણાવ્યો છે. તે પત્રમાં ઉપયોગી પ્રકૃત સર્વ અર્થને સમર્થનારા શબ્દો નીચે મુજબના છે.

---

તા. ૧૪-૧૧-૪૩

સં. ૨૦૦૦ના કાર્તિક શુદી ૩ રવિવાર

સ. શાસ્ત્રી **હરીજીવનદાસજી** વડતાલ

લી. સેવક **જેરામ રામજીના** દંડવત્ પૂર્વક જયશ્રી સ્વામિનારાયણ વાંચશો.

બીજુ કચ્છ અબડાસાના કણબી હરિભકતો પુનમને રોજ રા. રા. નંદુલાલભાઈ શેર દલાલ અમદાવાદવાળા સાથે લઈ ધ. ધુ. આચાર્યજી મહારાજ પાસે આવ્યા હતા. પણ અમદાવાદના **બે ચાર સંતો તથા ભુજના સંતોને** બોલાવીને વાટાઘાટ કરી હતી. તેમાં અમદાવાદવાળા **સંતોએ** કહેલ કે. **આ વાત અમારા એકલાથી બની શકે નહિ. બાકી વડતાલના સંતો સહાનુભૂતિ આપતા હોયતો બને** નહિતર અમારામાં વિક્ષેપ ઉભો થાય તેમ વાત ચિત થઈ મુલતવી રખાયું હતું. પણ વળી સારા આવવાની રાહ જોવાય. **ગઈ કાલે પાછા ભેલા થયા** હતા. તેમાં પણ ઉપર પ્રમાણેની હકિકત થઈ છે. અમને પુછતાં અમે કહેલ કે જ્યારે વડતાલ ના સંતો ને અમદાવાદના સંતો **બંન્ને દેશના** આચાર્યશ્રી સાથે મળીને જો **તેમને દીક્ષા આપતા હોય તો અમારૂં શું ચાલે** તેમ છે. અમો બંન્ને દેશના તાબામાં આવી જઈએ પણ **બીજી નાતો સાધુને ચોકે** જમે કે કેમ તે બાબતમાં અમે જણાવ્યું કે **તે તો પોત પોતાની નાતનો નિર્ણય** કરે કારણ અમો બીજે અન્ય સંપ્રદાયમાં દર્શને જઈએ ત્યારે ત્યાં સંતોને રસોડે કોઈ અમને જમાડતા નથી. અમો રસોઈ કરી જમીએ અથવા ગમે તે સગવડ કરીએ તેમજ આહિ પણ કરવામાં અમને હરકત નહિ **અથવા બ્રહ્મચારીને રસોડે જમાડવા પડે. બાકી કચ્છી સેવા કણબી આ લોકોની સાથે કદી પણ ભલી શકે નહિ. તેમજ આપ આચાર્યોથી પણ કોઈની નાત ઉપર દબાણ કરી શકાવાય નહિ.** આ લોકોએ ૧૯૬૮ની સાલમાં પ્રાયશ્ચિત ધ ધુ. આચાર્યજી મહારાજ કચ્છ ફરવા આવ્યા ત્યારે કરાવ્યા છે. ને દેહ શુદ્ધિ તારે કરાવ્યાં છે. કારણ પ્રથમ તેમણે (તેમની નાતે) **સૈયદ સાથે પરિચય રાખતા**



**હતા.** વિગેરે વાત ચીત થઈ છે. પણ વડતાલ જઈ મંજુરી મેળવવા પણ કોણ જાય તે નિર્ણય થયો નથી. નંદુભાઈ કહે હું કોઈ રીતે વડતાલ જઉં નહિ. **હવે આ કણબી લોકો અથવા ભુજથી ચાર પાંચ એ નાતના અમદાવાદ સં ૧૯૯૮ માં મહારાજશ્રી સાથે આવ્યા છે. તે આવે તો ફેર થાય નહિ તે લોકો કેટલીક બાબતો ખોટી બોલે છે કે સેવા કણબીઓ અમારૂં જમ્યા છે** તથા મીસ્ત્રી લોકો પણ જમ્યા છે. તે બાબતો મને સાચી જણાય નથી કે કે કણબી તથા **મીસ્ત્રી લોકો તમારૂં** ભુતકાળમાં તથા હાલે **જમ્યા નથી** ને ભવિષ્યમાં જમશે નહિ આવા રીતની બીના બની છે. તે સર્વે આપને ધ્યાનમાં રહેવા માટે જણાવું છું ત્યાં સર્વે સંતોને જયશ્રીસ્વામિનારાયણ કહેશો. અત્રેથી. ધ. ધુ. આચાર્યજી મહારાજ તથા **મહંત શામચરણદાસજી તથા શા. ચૈતન્યદાસજી** વિગેરે તથા **ભુજના શ્રીનિલ-કંઠદાસજી તથા ધર્મજીવનદાસજી** વિગેરેના જયશ્રી સ્વામિનારાયણ વાંચશો. સં. ૨૦૦૦ ના કાર્તિક સુદ. ૩ રવિવાર.

દ. જેરામ રામજી ના જયશ્રી

તા. ૧૪-૧૧-૪૩

---

**બીજા પત્રના શબ્દો.** તા. ૧૫-૪-૧૯૪૪

સ. શાસ્ત્રી. હરિજીવનદાસજી

"લી. સેવક જેરામ રામજીના જયશ્રીસ્વામિનારાયણ.

**મુમના કણબીની જ્ઞાતિવાળાને સાધુ દિક્ષા આપવા બાબતના આપને ખબર હોય તો જણાવવા કૃપા કરશો.** અમદાવાદમાં પત્ર નાખ્યા સમાચાર પુછાવ્યા પણ જવાબ નથી તેથી જાણવામાં નથી."

---

આ પત્રના લેખક મીસ્ત્રી જેરામ રામજીભાઈ બન્ને દેશમાં પ્રસિદ્ધ પ્રમાણિક હતા. અમદાવાદ દેશના તો અનુયાયી મુખ્ય હતા ભુજ મંદિરના તો કોઠારી હતા. તેમણે બન્ને **દેશના આચાર્યો** સંતો વિગેરેની ઘણી સેવાઓ પ્રશંસનીય કરી છે **ભુજમાં** તો ઘનશ્યામ **મહારાજની પ્રતિષ્ઠા અપૂર્વ** ધામધુમથી આપ આચાર્યશ્રી તથા સંત હરિભક્તોની સંનિધિમાં કરી હતી અને તેનો સઘળો ખર્ચ તેમણે આપ્યો હતો અને પરોક્ષમાં પણ વિદ્યાર્થીની બોર્ડીંગ વિગેરેમાં સેવા કરી કરાવી છે. એમ સુપ્રસિદ્ધ ભકત હતા. એમના **પ્રામાણિક પણામાં શંકાને સ્થાન નથી.** દીક્ષામાં વિરોધી માનીને કડવાઓ ગમે તેમ **અપશબ્દ બોલે તેનો કશો અર્થ નથી.**

ઉપરના પત્રની હકીકત સ્વલ્પ પર્યાલોચનને માગે છે. કચ્છમાં **"અબડાસા" એ નામનો સિંધ દેશને લગતો એક પૃથક દેશ છે. તેમાં કડવા કણબીઓ પૂર્વકાળથી વસતા હતા. તેઓ સૈયદ સાથે** પરિચય રાખતા **હોવાથી પ્રથમ મુમના અને પછીથી પીરાણા નામથી ઓળખાતા આવ્યા.**

સં. ૧૯૬૮માં આપના પિતાશ્રી સ્વ. પુ. આચાર્ય શ્રી વાસુદેવપ્રસાદજી મહારાજ વિચરણ માટે કચ્છમાં પધાર્યા ત્યારે કડવાઓને પ્રાયશ્ચિત અને દેહશુદ્ધિ કરાવી હતી. અને બીજી નાતોની પેઠે વર્તમાન ધરાવી સત્સંગી તરીકે પણ સ્વીકાર્યા હતા. જ્યાં તેમનું કચ્છી લેવા કણબીઓ અને મીસ્ત્રીઓ વિગેરે ખાતા ન હતા. સાધુદીક્ષાનો પ્રશ્ન ખાનગી ઉપાડ્યો હશે પણ એજ આચાર્યશ્રીએ પૂર્વ પ્રથા રીવાજ અને ધોરણને ભવિષ્યમાં વિક્ષેપ થવાનો લક્ષમાં લઇને માંડી વાળ્યો હતો એમાં તે વખતના ત્યાગીઓ પણ સંમત થયા ન હતા. એટલી બાબત એ પત્રથી ચોખ્ખી નવનીતવત તરી આવે છે. આ તો ૧૯૬૮ ની બહુ જુની વાત છે. જેને આજ ૪૫ વર્ષ થવા આવ્યા છે. વાત એમ બની જણાય છે કે કડવા જ્ઞાતિના શેર દલાલ નંદુભાઇ વિગેરેને સહાયક તરીકે સાથે લઇને કેટલાક કડવાઓ આપ મહારાજશ્રી પાસે આવેલા અમદાવાદના મહાસંતોએ ચોખ્ખું ખુલ્લુ મઢ એમ કહ્યું કે–આ વાત અમારા એકલાથી બની શકે નહિ. જો વડતાલના સંતો સહાનુભૂતિ આપતા હોય તો બને. નહિતર અમારામાં વિક્ષેપ ઉભો થાય. એમ વાત કરીને સાધુ દીક્ષાનો પ્રશ્ન મૂળથી માંડી વાળ્યો. આ વાત તો મીસ્ત્રીના આવ્યા પહેલાં થઇ ગએલી. તે તેમણે સાધુઓના કહેવાથી પાછળથી જાણી. મીસ્ત્રી ભુજથી આવ્યા પછી વળી બધા ભેગા થયા તેમાં પણ ઉપર પ્રમાણે જ વાત થઇ. મીસ્ત્રીને સંતોએ પુછતાં તેમણે કહ્યું કે–અમદાવાદના સંતો અને વડતાલના સંતો બંન્ને દેશના આચાર્યો સાથે મળીને જો તેમને દીક્ષા આપતા હોય તો અમારુ શું ચાલે? વિગેરે બહુ વાતાચિત થઇ પણ વડતાલ મંજુરી લેવા કોણ જાય તે નિર્ણય થયો નહિ નંદુ ભાઇને કહ્યું પણ તેમણે કોઇ રીતે વડતાલ જઉં નહિ એમ વડતાલવાળાને દૂરથી વંદુ કરી ગયા. એમ બહુ ખુસવાડા ભરી પંચાત થવાથી દીક્ષાની વાત અટકી પડી. આમાં અમદાવાદવાળા સંતોએ વડતાલવાળાની સહાનુભૂતિ પ્રથમ જ ઇચ્છી છે. અને તેમને પુછ્યા વિના થાય તો વિક્ષેપ થવાનું પણ ભવિષ્ય ભાખ્યું છે એ વાત મુદ્દાસર ન્યાયસરની હતી. ઉપરની વાટાઘાટમાં અમદાવાદના બેચાર સંતો અને ભુજના સંતોની હાજરી જણાવી છે. તે કોણ હતા? તો મહંત પુ–શ્યામચરણદાસજી અને તેમના મુખ્ય શિષ્ય અગ્રકાર્યકર્તા યજ્ઞપુરુષદાસજી અને બીજા શાસ્ત્રી ચેતનદાસજી અને તેમના શિષ્ય અગ્રકાર્યકર્તા ભક્તિસ્વામી કે બીજા કોઇ હશે ભુજના સંતો તો સ્વામી નીલકંઠદાસજી કે જે મહંત સ્વામી શ્રી વલ્લભદાસના હસ્તતળે મંદિરના અગ્રકાર્યકર્તા હતા. તેમની સાથે શાસ્ત્રી ધર્મજીવનદાસ કે જે અત્યારે ભુજ મંદિરના મહંત પદે છે તે હતા અંતે જય સ્વામિનારાયણ વાંચવામાં તેમનાં નામોનો નિર્દેશ છે. આ અવસરે અમદાવાદના મહંત પદે પુ. શ્યામચરણદાસ હતા એમ પણ અર્થાત સાબીત થાય છે. આ સર્વના શુભ યોગમાં બહુ વિચારણાને અંતે દીક્ષાપ્રશ્ન મુદ્દલ માંડી વાળ્યો હતો. સાધુ નાતનો પ્રશ્ન મહા અટપરો હોવાથી મોટા સંતો અને મુખ્ય સંતસંગીઓ કહે એજ આચાર્યોને કરવાનું છે. મનસ્વી કરવાનું હોતુ નથી. તેમજ અન્યથા કરવાનું હોતુ નથી. અને જો કરેતો ફળ પણ સારૂ ન આવે. પોતાની સરવરીયા નાત જાતનો પ્રશ્ન હોય તો એકલા કરે એ ઠીક છે. સાધુ દીક્ષાના પ્રશ્ન અંગે સહભોજનનો પ્રશ્ન મહત્વનો આવે



છે. સાધુઓએ બનાવેલી રસોઇ ઘણા મીસ્ત્રીઓ અને લેવા કણબીઓ વિગેરે ઘણી નાતો જમતા હોય છે. જ્યારે ઉપરની કડવા-કોમને સાધુ દીક્ષામાં દાખલ કરે ત્યારે તેમણે રાંધેલ અન્નને જમવાનો પ્રસંગ એની મેળે જ આવે. એની પ્રથમ પુરેપુરી પંચાત છે. એમાં જ એંચાતાણ તીવ્ર છે.

મીસ્ત્રીઓ અને બીજી નાતો સાધુને ચોકે જમે કે કેમ? એવો પ્રશ્ન મહારાજ તથા સંતોએ પૂછતાં તેમણે અંતસ્ના નિર્દંભથી કહ્યું કે— તેતો પોતપોતાની નાતનો નિર્ણય કરે. અમે અન્ય સ્થળે દર્શને જઇએ ત્યારે સંતોને રસોડે કોઇ જમાડતું નથી અમે રસોઇ કરીને જમીએ અથવા ગમે તે સગવડ કરીએ તેમ મંદિરમાં પણ એમ કરવામાં હરકત નહિ. અથવા બ્રહ્મચારીને રસોડે જમાડવા પડે બાકી કચ્છી લેવા કણબીઓ એ લોકોની સાથે કદી જમી શકે નહિ (આ પ્રશ્નોતર કચ્છ કુંભારીયા દેવળીયા સીનોગ્રા અંજાર ભુજ વિગેરે ગામોના મોટા માલદાર મીસ્ત્રીઓ હક્કરો ભાટીયાઓ વિગેરે સત્સંગીઓને લગતો છે) તેમજ આપ આચાર્યશ્રી પણ કોઇની નાત ઉપર દબાણ કરી શકો નહિ તે મુદ્દાની વાત છે તે લોકો કેટલીક બાબતો ખોટી બોલે છે કે– લેવા કણબીઓ અમારૂ જમ્યા છે તથા મીસ્ત્રી લોકો પણ જમ્યા છે. એ બાબતનો અમે અહી જવાબ આપ્યો છે કે લેવા કણબી તથા મીસ્ત્રીલોકો તમારૂં ભૂતકાળમાં તથા હાલે જમ્યા નથી અને ભવિષ્યમાં જમશે નહિ વિગેરે સ્પષ્ટ શબ્દોમાં ઉત્તર આપ્યો છે. એમ અનેક અગવડો ભરી વાત કરીને અપશોસ કરીને વાત ચિતથી નિવૃત થાય છે. આ વાટાઘાટનો વિમર્શ કરીએ તો શું સંપન્ન થાય છે તે સ્વયં સર્વે સમજી લ્યો.

સં. ૨૦૦૦ માં વડતાલવાળા સંતોને પુછીને સાધુ કરવાનું અમદાવાદના અગ્રેસર સંતો આગ્રહ પૂર્વક સ્વચ્છ હૃદયે ઇચ્છતા હતા તો આ અવસરે કેમ ભુલી ગયા એ આશ્ચર્ય છે. ગુરુઓ ગયા એટલે ચેલાઓ ગમે તેમ કરે એવી વાત અપૂર્વ આવી પડી. ઉપરના પત્રના શબ્દોને અમદાવાદના આચાર્યશ્રી તથા ત્યાગીઓ તથા હરિજનો એકા ભ્રમને આગ્રહને અળગો કરીને પુર્વાપરના અનુસંધાનથી નિષ્પક્ષપાતપણે વાંચે વિચારે અને અમલમાં મુકે તો કેવુ સુંદર થાય? પૂર્વે સ્વયં ઉદ્ભવેલો વિક્ષેપ મટી જાય અને શાંતિશાંતિ થઇ જાય અને બન્ને આચાર્યો વચ્ચે પ્રેમ અને એકતા અને ત્યાગીઓ વચ્ચે સૌમનસ્ય વધતું જાય અને તેથી વડતાલવાળાઓને આડુ અવળું કહેવાનું રહે નહિ. મીસ્ત્રીના પત્રની સત્ય હકીકત અને પ પેરેગ્રાફની હકીકતનો પૂર્વાપરના અનુસંધાનથી મુકાબલો કરે કે ચકાસણી કરે તો અત્યંત અંતર આભ જમીન જેટલુ સુજ્ઞોને સ્વયં જણાઈ આવશે હવે આ નવા પ્રકરણમાં પ્રમાણો પ્રથા કે રીવાજ કે ધોરણને કિંચિત પણ સ્થાન છે? સઘળું બનાવટી અન્ય ભોળાઓને અંજાવવા માટે છે. મીસ્ત્રીના પત્રની સઘળી હકીકત સં. ૧૯૪૫ સં. ૧૯૫૮માં બન્ને ગાદી વચ્ચે થએલા કરારને સર્વાંશે મળતી મહત્તર છે. પુરેપુરી ખાત્રી તો દીક્ષા આપવામાં નહિ, પણ નહિ આપવામાં કરવામાં આવેલી સાબીત થાય છે. મીસ્ત્રીના પત્રમાં કચ્છી કડવાઓના સંબંધમાં સૈવદ સાથેનો પરિચય અને સુમના શબ્દ લખ્યો છે એજ સાધુ દીક્ષામાં વિરોધજનક છે આ

શબ્દોનો અર્થ સમજે તો વિરોધ કરનારાઓ ઉપર રોષ કે દ્વેષ રાખવાનો સ્થાન રહેતું નથી. આ શબ્દો કચ્છમાંથી આવેલા છે અને સ્વતઃ ઉપજાવી કાઢેલા નથી.

હવે પૂર્વાપર પ્રમાણોને લઇને દીક્ષા આપવામાં આવી છે એ વાક્યનો વિચાર કરીએ. પૂર્વ પ્રમાણો કયાં? અને અપર પ્રમાણો કયાં? એ એક પ્રશ્ન ઘણો મુશ્કેલી ભર્યો છે. પ્રમાણો તો શ્રુતિ સ્મૃતિ અને સદાચાર એમ ત્રણ વૈદિકમતે મનાયાં છે. શ્રુતિ સ્મૃતિનો આમાં સાક્ષાત્ સંબંધ નથી સદાચાર પ્રમાણુતો એમાં મુખ્ય છે તે તો ઉપર જણાવ્યું છે હવે સામાન્ય પંડિત સમાકૃત નિર્ણયને પ્રમાણપણે ગ્રહણ કરતા હોતો તેમાં પણ વિરોધ નોંધાયો હતો. અમદાવાદમાં તા. ૭-૧૦-૪૫ દિને મંદિરમાં પંડિત પરિષદનો પ્રોગ્રામ ગોઠવાયો હતો. તેમાં સંપ્રદાયના ત્યાગી પંડિતોને સ્થાન મળ્યું જણાતું નથી. કડવા કણબીઓને દીક્ષા આપવામાં બાધ નથી એવો નિર્ણય અમલે આપ્યો છે. કારણમાં આ લોકોના પૂર્વજો સંગદોષને લીધે પીરાણા ધર્મમાં અનુરાગવાળા હશે પરંતુ જાતિએ કરીને કે ધર્મે કરીને ભ્રષ્ટ થયેલા નથી. પૂર્વઆચાર્ય મહારાજશ્રીએ અનુગ્રહ કરી પાવન કર્યાહતા અને સત્સંગી બનાવ્યા હતા. એમ જણાવ્યું છે. પંડિતો હોવાથી પ્રથમ સંસ્કૃતમાં વાક્યો લખીને પછીથી તેનો ગુજરાતીમાં અનુવાદ કરીને છેક છેલે પચાશેક સહીઓ કરી છે. આમાં પ્રમુખ તરીકે ત્રિવેદી ગણપત ત્ર્યંબકલાલને વર્યા છે. આવી ગોઠવણીવાળું હેન્ડબીલ અમદાવાદમાં જ છપાવીને વહેંચેલું તેની સંગ્રહેલી નકલો છપાવનાર કડવાઓ અદ્યાપિ જ્યાં ત્યાં વહેંચે છે અને ટપાલથી મોકલે છે.

આનો હવે સંક્ષેપમાં વિમર્શ કરીએ-પૂર્વાચાર્ય વાસુદેવપ્રસાદજી મહારાજે સં ૧૯૬૮માં અનુગ્રહ કરી પાવન કરી સત્સંગી બનાવ્યા હતા એ બાબત સંભવિત સારી છે. સંગદોષને લીધે પીરાણા ધર્મમાં અનુરાગવાળા હશે પરંતુ જાતિથી કે ધર્મથી ભ્રષ્ટ થયા નથી એ બાબત અસંભવતી અધીક છે. કોઈને ગળે ઉતરે એવી નથી. એમાં અનેક આશંકાને અવકાશ છે. પીરાણા ધર્મ એ કોનો? શું તે સનાતનવૈદિક ધર્મ જેવો હિંદુ ધર્મ છે? કે જેથી તેમાં અનુરાગવાળા થાય તો પણ જાતિથી કે ધર્મથી ભ્રષ્ટ ન થાય. પીરાણા ધર્મનુંસ્વરૂપ અને અનુરાગ શબ્દનો ખરો અર્થ સમજતા હોત તો આ વાક્ય કદાપિ પંડિતો લખત નહી-પીરાણા ધર્મને પાળે તો પણ જાતિ કે ધર્મથી ભ્રષ્ટ થતા નથી તો પછી સંગ દોષ લખવાની જરૂર ન હતી. સંગદોષતો સૈયદ સાથેનો પરિચયજ હતો. મુસલમાનોમાં ઉચ્ચ જાતિને સૈયદ કહે છે સંસર્ગથી ગુણદોષોનો સંક્રમ થાય છે એ બાબત પંડિતો શું નથી સમજતા? પીરાણા ધર્મ એ અંશથી યવન ધર્મના મિશ્રણવાળો છે એ જગજાણીતી વાત છે. આ બાબતતો પરસ્પર વિરુદ્ધ અતિ વિચિત્ર છે. વળી કદાચ ક્ષણભર માનો કે પીરાણા ધર્મના સ્વીકારથી પણ જાતિથી ભ્રષ્ટ થતા નથી, પરંતુ ધર્મથી ભ્રષ્ટ થતા નથી એમ તો માની શકાય નહી હિંદુ ધર્મથી તો ભ્રષ્ટ થાયજ વળી જો જાતિથી કે ધર્મથી ભ્રષ્ટ ન થતા હોય તો પછી આચાર્યે તે લોકોને પ્રાયશ્ચિત અને દેહ શુદ્ધિ કરાવી છે તેની કશી જરૂર નહી મહેનત મુધા છે અને જ્યારે જાતિથી અને ધર્મથી ભ્રષ્ટ થતા નથી તોપછી પાવન કરવાપણું શું. એ પણ વિચારણીય છે અપાવન



થતા હોય તોજ તેને પાવન કરવાનો પ્રસંગ આવે એ વાક્ય પંડિતોએ ઉપપાદનમાં લખવાનું ન હતું. મહામહેનતે કરેલો નિર્ણય માર્યો જાય છે પુર્વાચાર્યે સત્સંગી બનાવ્યા હતા પણ દીક્ષા આપવામાં બાધ નથી એવો નિર્ણય આપ્યો જણાયો નથી એ દાતા આચાર્ય સંવત ૧૯૬૮ થી ૧૯૯૨ સુધીની યાવદાયુષ કોઇ કડવાને સાધુ દીક્ષા આપી નથી એ બાબત સપ્રમાણ સાબીત જ છે. પૂર્વાચાર્યે બાંધેલા ધોરણને વિધ્વંસ કરનારા પંડિત નિર્ણયને દીક્ષા આપી નથી એ બાબત તેમના પુત્ર સાક્ષાત્ આપશ્રી દેવેન્દ્ર પ્રસાદજી સ્વીકારી શકે ખરા? નિર્ણય થયા પછી દશ વર્ષ સુધીતો સ્વીકાર્યો નથી એ પ્રત્યક્ષ પ્રમાણ તાજુ છે. પંડિતોનો પ્રયાસ લેખે લાગ્યો નથી- એળે ગયો છે. એમના ઠરાવથી કોઇ કડવાને દીક્ષા અપાઇ નથી. ઈન્ટ્રેસ દક્ષિણા કડવાઓ તરફથી મળી હશે તો એ અંશથી સફળ ગણાય. ક્વચિત્ સંગદોષને લીધે અમદાવાદી પંડિતો પણ આવા અનધિકારમાં પ્રવેશવાથી પુરેપુરા બન્યા છે.

એ અવસરે બીજી બાબત એ બની હતી કે-સ. શાસ્ત્રી ચેતનદાસજીએ પંડિતકૃત નિર્ણય સામે સખત વિરોધ કર્યો હતો. અને એમ જણાવ્યું હતું કે-બહારના પંડિતોને આમાસી સાંપ્રદાયિક સાધુ દીક્ષા આપવાનો ઠરાવ કે નિર્ણય કરવાનો કશો અધિકાર નથી. એ તો સંપ્રદાયના સાધુ વર્ગનો અધિકાર છે. નાતનો પ્રશ્ન નાત જ ઉકેલી શકે. વિગેરે. આવા અભિપ્રાયનું એક હેન્ડબીલ પણ છપાયુ હતું જો મારા વાંચવામાં આવેલું પણ અત્યારે મળતું નથી. તેમના શિષ્ય પાસે કે બીજા પાસે હોવું જોઇએ. આ તો નિરર્થક વિરોધ કહેવો પડે. શાસ્ત્રીજીએ જે ચૈતન્ય ભર્યું કામ કર્યું છે તે સાવ વ્યાજબી જુની પ્રથા ધોરણસરનું છે. એમણે કરેલો વિરોધ મોરબી પત્રમાં પણ જણાવ્યો છે. પૂજ્ય પિતાશ્રીના પુર્વાચરણથી અને સ્વાચરણથી પણ વિરૂદ્ધ થાય છે એ જેવું જોઈતું હતું દીક્ષા આપવાનો ઠરાવ કર્યો ત્યારે તેમાં તેમને દીક્ષામાં વિરોધ કરશે એમ જાણીને બોલાવેલા નહી અને પુછવામાં પણ આવેલું નહી પાછળથી ઠરાવ જાણતાં એ શાસ્ત્રીએ રસોડેથી ખાવાનું લાવવાની શિષ્યને ના પાડેલી પોતાનું ખાવાનું જુદું બનાવતા એમ એમણે પોતાનું વ્રત પુરેપુરૂં પાળ્યું છે એવી પણ વાત સાંભળવામાં આવી છે એમના આગ્રહમાં પ્રખર વિરોધને લીધે આચાર્યશ્રી ત્યાગીઓને પંડિતકૃત નિર્ણયની કશી અસર થઈ ન હતી. કોઇ કડવાને સાધુ દીક્ષા અપાઇ ન હતી એ જાણીતી વાત છે. એટલે એને પ્રમાણ તરીકે પરિગણી શકાય નહિ.

વળી એજ અવસરે બહાર પડેલું હેંડબીલ કે જેમાં "સરટીફીકેટની નકલ" એવા હેડીંગથી ગોઠવાએલું, જેમાં, ખેતસી, મનજી, કાનજી, નંદુભાઈ વિગેરે કડવા કણબીઓ અને બીજા પણ કેટલાક દરબારો ચાલુ વહીવંચા વિગેરેની સહીઓ છે. અને જેમાં કચ્છના કડવા અને ગુજરાત દેશના કડવાઓને ખાવા પિવાનો સંબંધ જણાવ્યો છે આવું હેંડબીલ જો પ્રમાણ તરીકે ગણતા હો તો તેનો કશો અર્થ નથી. એની કશી અસર કોઇને થઇ નથી. અને થાય પણ નહી. આમાં સાધુ દીક્ષા પ્રશ્ન સીધો નથી આડકતરી રીતે આવે. એટલે ગુજરાત વિગેરે દેશના કડવાઓ સાથે કચ્છી કડવાઓને ખાવા પિવાનો વ્યવહાર છે એમ સાધવાથી આપોઆપ દીક્ષામાં પ્રવેશ આવી શકશે. એવો એમનો

આંતરઆશય નિગૂઢ છે. કેમકે ગુજરાતી કડવાઓને સાધુ દીક્ષા આપે છે એને પુરાવો છે. સ. શાસ્ત્રી ચેતનદાસજીના કહ્યા પ્રમાણે આ લોકોને પણ સાધુ દીક્ષાનો પ્રશ્ન ચર્ચવાનો અધિકાર નથી.

વળી એજ અવસરે કડવાઓના સ્વયં કુલમુખત્યાર બનેલા સુખી ઓધડ ભાઇએ "નોટીસ" એવું મથાળું મુકીને જાણે પોતેજ સંપ્રદાયના અધિષ્ઠાતા હોય એવા અભિનિવેશથી નાનકડું એક હેંડબીલ છપાવ્યું છે. જેમાં ભુજના પવિત્ર સાધુઓને દીક્ષામાં વિરોધી માનીને તેમની "પરંતુ હાલ કેટલાક સમયથી કેટલીક ગેર સમજુતીઓને લઇને કચ્છ દેશના શ્રી ભુજના શ્રી સ્વામિનારાયણ મંદીરનો ત્યાગીવર્ગ સદરહુ કડવા પાટીદાર જ્ઞાતિના સભ્યોને ત્યાગાશ્રમની સાધુ તરીકેની દીક્ષા આપતાં અપાવતાં આનાકાની કરે કરાવે છે તો આ સંબંધમાં સર્વે લાગતા વળગતાઓને જણાવવાનું કે સદરહુ ભુજના સ્વામિનારાયણ મંદિરના સાધુ ત્યાગીઓના આવા દીક્ષા અંગેના સંયુક્ત વલણ અને કાર્યને પ્રતિપાદન કરનાર તેમજ ટેકો આપનાર તમામ ત્યાગી યા સંસારી વર્ગ પાસે તેમની આવી માન્યતા વર્તન તથા વલણને શાસ્ત્રીય અને ન્યાયી ઠરાવતા જે જે પુરાવા આધારો વિગેરે હોય તેની અંગેની આ નોટીસની તારીખથી ત્રીસ દિવસમાં માહીતી અને સમજુતી આપવી જેથી તે સંબંધમાં યોગ્ય ખુલાસો કરી શકાય અને જરૂરી પ્રબંધ કરી પગલાં લઈ શકાય" આવા કડવા શબ્દોમાં ગંભીર ગર્હા કરવામાં આવી છે અને વધુમાં તે સામે અને તેમને ટેકો આપનાર સામે અમદાવાદના તેમજ વડતાલના સાધુ સામે પગલાં ભરવાની પણ ધમકી આપી છે. એને તો સંપ્રદાયી કોઇએ કિંચિત્ પણ ગણકાર્યું નથી. એમાં ત્યાગીઓને જે કોઇ રીતે દબાવી દબડાવી ધમકાવીને દીક્ષાની હા પડાવાનો દુરંત દુરાગ્રહ છે એમ કરવાથી કશો અર્થ સરે નહિ. 'કોપેન શેષં પૂરયેત્' એમ કર્યું છે સ્વલ્પ પણ સત્યાર્થ નથી. ઉપરનાં ત્રણેય હેન્ડબીલો અમદાવાદ "નવીન પ્રિન્ટરી" પ્રેસમાં સને. ૧૯૪૨ માં છપાયેલાં છે તેને છપાવનારા સુખી ઓધડલાલ વેલજી પટેલ કે જે અમદાવાદ નવગજા પીર પાસેની ખડકીમાં રહેનારા છે.

હવે જો અપર પ્રમાણ તરીકે સાધુ પાળાઓની બાગને બંગલે ખાનગી બોલાવીને કરાવેલી સ્વલ્પ સહીઓને પ્રમાણ તરીકે સ્વીકારતા હો તો તેમાં અપરંપાર પોલ છે. જેમની સહીઓ કરાવી છે તેમને સમાન કે તેમનાથી પણ મોટા ઘણા સાધુ પાળાઓની સહીઓ નથી. સ. શાસ્ત્રી ચેતનદાસજી ( કે જે ત્યાગીઓમાં મુખ્ય અને મંદિરના મહંત વિદ્વાન વૃદ્ધ હતા. ) સ. પુ. ઘનશ્યામચરણદાસજી (આફ્રિકાવાળા) ગવૈયા શ્રી વલ્લભદાસજી પંડિત લક્ષ્મણજીવનદાસજી, સ્વામી ઘનશ્યામચરણદાસજી, સ્વામી કૃષ્ણવલ્લભદાસજી, સ્વામી દેવપ્રસાદદાસજી, પુ. હરિજીવનદાસજી, ચિતારા હરિપ્રસાદદાસજી, સ્વામી કૃષ્ણસ્વરૂપદાસજી, (બામણોલીવાળા) શાસ્ત્રી હરિમુકુંન્દદાસજી, શાસ્ત્રી નારાયણપ્રસાદદાસજી, (બાલકૃષ્ણદાસના) પુ. ભગવાનદાસજી, શા. બળરામદાસજી, સ્વામી જ્ઞાનજીવનદાસજી, ચિતારા સ્વામી નારાયણચરણદાસજી, શા. હરિકૃષ્ણદાસજી, સાધુ સ્વામી પુરાતનદાસજી, સ્વામી નરનારાયણદાસજી



(કલોલવાળા) પુ. વાસુદેવચરણદાસજી, પુરાણી યોગેશ્વરદાસજી, શાસ્ત્રી હરિનારાયણદાસજી, પુ. મુકુંદજીવનદાસજી, પુ. કૃષ્ણપ્રિયદાસજી, શાસ્ત્રી ગોપાલચરણદાસજી. (ચરાડવાના મહંત) (મુળી જેમને અમદાવાદના મહંત નીમ્યા હતા) સદગુરુ સ્વામી ગુણાતીતદાસજી. (મૂળીમંદિરના મહામહંત વૃદ્ધ હતા) શાસ્ત્રી દેવસ્વરૂપદાસજી (મૂળી) પુ. પુરુષોત્તમચરણદાસજી (મૂળી) પુ. નારાયણપ્રસાદદાસજી ભંડારી ત્યાગવલ્લભદાસજી વિગેરે મૂળીના સંતો પાળા આત્મારામ ભક્ત (કે જે કમીટીના મેંબર હતા) કેશર ભક્ત (મહારાજશ્રીના વૃદ્ધ સેવક) ધના ભક્ત વજેરામભક્ત, લલ્લુભક્ત, નારાયણભક્ત, વીગેરે ઘણા હતા. આ બધાની સહીઓ નથી. વળી ભુજના મહંત કે સાધુ પાળાઓની સહીઓ નથી. વડતાલના સાધુ પાળાઓને તો બહુ દૂર રાખ્યા છે. નામ પણ લીધું નથી આ દષ્ટિએ દેખીએ તો પોલંપોલ દેખાતી છે. હવે જો સહીઓનો સારી રીતે પુરેપુરો વિચાર કરીએ તો એમ પણ સાબીત થાય કે—સહિ નહિ કરનારાને બીલકુલ બોલાવ્યા જ નહિ હોય અથવા તો એમાં એઓ વિરોધી હતા એમ જાણીને નહિ બોલાવ્યા હોય એમ પણ કહી શકાય. મહંતના પક્ષનાજ ત્યાગીઓની બહુધા સહીઓ છે કેટલાક તો સેવામાં રહેતા બાળકોની પણ સહીઓ છે. એક કચ્છી કડવા સેવક મનજી ભગતની પણ સહી છે સહીઓમાં ઐકય જોઇએ તેવું નથી એ ચોખ્ખી ખરી વાત છે. આચાર્ય સત્તાના ભોગી બનેલા સહીઓ કરનારા પણ ઘણી મુંઝવણમાં પડ્યા હતા. મંદિરમાં મહા સભા ભરીને પૂર્વાપરનું અનુસંધાન રાખીને વાટાઘાટ કરીને સહીઓ લીધી હોત તો મોટું મંગાણ જરૂરથી પડત ખરી રીત પ્રચલિત એ હતી. આ ઉપરથી કહેવું પડે કે આ નિર્ણય એક દેશી એક તરફી આપખુદી હતો. એટલે સહીઓનો કશો પાયો નથી. ઉપર પ્રમાણે પૂર્વ કે અપર પ્રમાણ કોઈ પ્રસિદ્ધ નથી એમ અમને કહેવાનો અવકાશ મળે છે. અમારે તો પરમ પ્રમાણ આપશ્રીજ મૂર્તિમાન વિદ્યમાન છો. પૂર્વ પ્રમાણો અનેક બન્યા છતાં દશ વર્ષ સુધી એક પણ કડવાને દીક્ષા આપી નથી. લાંબો સમય વિરૂદ્ધમાં રહેલા અમદાવાદના ત્યાગીઓ અમારે પરમ પ્રમાણ છે. આ નવી વાતને નેવે મુકીએ તો પૂર્વાપર પ્રમાણથી શું શિદ્ધ થાય છે? તે સ્વયં જોઈ લેશો એવી નમ્ર વિનંતિ છે.

મીસ્ત્રીના પત્રમાં વડતાલવાળાની સહાનુભુતિ પ્રથમ લેવાની વાત છે. તે લેવા કોઇ સાધુઓ આવ્યા નહિ. નંદુભાઈ પણ વડતાલ વાળા ત્યાગીને દૂરથી વંદુ કરી ગયા. તે પછી પાળા આત્મારામ તથા કડવા કોમના એતસી ભક્ત કડવાના કુલ મુખત્યાર બનેલા ઓધડભાઈને સાથે લઇને વડતાલ આવેલા. તે વખતે મુખ્ય કોઠારી તરીકે ૨૦૦૦ માં ખુશાલ ભક્ત હતા. તેમણે આગેવાન ત્યાગીઓને કોઠારીની ઓફીસે બોલાવીને વાતચિત કરતાં કડવાઓને દીક્ષા આપવાની બાબતમાં કોઈ સંમત થયા નહિ આત્મારામ ભકતે બહુ જુનો સંબધ જણાવીને આગ્રહ કહેલો પણ તેમણે સ્પષ્ટના કહેલી. કારણકે પૂર્વે બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે થએલા કરારને અને બીજી જુની બધી બાબતને મુ. કો. ગુરૂ ગોરધન ભાઇના સમાગમથી તેઓ જાણતા હતા. અને અમદાવાદગાદીએજ પૂર્વાચાર્ય પરંપરાથી કરાતા પ્રબળ વિરોધને જાણતા હતા અને આ વિરોધ તેમણે જ પકડાવ્યો હતો એમ પણ જાણતા હતા એટલેથી એ વાત અટકી ગઈ હતી. આ

બાબતનું અનુસંધાન મૂળ ઠરાવના પેરા ૪ માં જણાવ્યું છે.

વળી હું સં. ૧૯૯૮ માં શ્રી ઘનશ્યામ મહારાજની પ્રતિષ્ઠા થઇ તે ઉપર ભુજ આવેલો. આપશ્રી પણ બહુ સાધુ પાળાઓ સાથે પધારેલા. ત્યારે સાધુ દીક્ષાની વાત ખેતશી ભક્તે કહેલી. મેં તો કોઠારી તરીકેનું પદ છે તે સારું છે મંદિરની સેવા સારી થાય છે. વિગેરે ઉચિત ઉપદેશ કરેલો. એ વખતે એ કોમને દીક્ષા આપવામાં સર્વનો વિરોધ પ્રચલિત હતો એમ જણવામાં આવેલું. મારી સાથે કો. ધરમશી ભગત વિગેરે પાળા હતા અને અમદાવાદના. પાળા સેવકો પણ હતા તેમની પંક્તિ કડવાઓ સાથે જુદી બેસારવામાં આવતી એ પણ સ્વાનુભવની વાત છે.

ઉપર સવિશેષ વર્ણવ્યા પ્રમાણે સંપ્રદાયની પ્રથા રીવાજ અને ધોરણને પુરેપુરો બાધ આવી બંધ આવે છે. એમાં હવે લવલેશ સંશય રહેતો નથી. આગળ પાછળ થએલા કરારને તો તેથી સંપૂર્ણ બાધ આવે છે વદવા માત્રથી નિર્બાધપણું આવી જતું નથી. ઉપપન્ન થવું જોઇએ. તેમાં ન્યાય પ્રમાણ યુક્તિ શિષ્ટાચાર વિગેરે સાધક જોઇએ. પૂર્વે અમદાવાદ અને વડતાલ ગાદીના ત્યાગીઓ વચ્ચે સહપંક્તિ ભોજન વ્યવહારમાં બહુ લાંબુ ભંગાણ પડેલું તેનું સમાધાન અપૂર્વ એકતા સાધીને એ ૧૯૫૮માં થએલું તે વખતે લેખિત કરાર થએલો (પાછળનો ઠરાવ કોઇ ઉપલબ્ધ નથી) તેનો મુસદો ઘડનારા અમદાવાદના જ ત્યાગીઓ જણાય છે. લેખક શાસ્ત્રી નારાયણ મુનિદાસજી નામાંકિત અગ્રેસર વૃદ્ધ હતા. તેના આરંભમાં ત્રણ વર્ણને દીક્ષા આપવાનું જે શ્રીહરિવચન (સ. જી. પ્ર. ૪) દીક્ષા વિધિમાં તેનું અનુસંધાન લેવામાં આવ્યું છે કઇ કોમોને દીક્ષા ન આપવી તે પણ નામવાર ૧૭ ગણાવી છે, "એ આદિક ઉતરતી જાતના પુરુષોને દીક્ષા ન આપવી" એમ લખીને બીજી ઉતરતી જાતોનો પણ સંગ્રહ આદિપદથી કર્યો છે. આ કોમોને દીક્ષા અપાવનાર ગુરુ અને લેનાર શિષ્ય બન્નેને પંક્તિબહાર કરવાની શિક્ષાપણ ઠરાવી છે. કરાર નીચે અમદાવાદના સ્વામી નિર્ગુણજીવનદાસજી સ્વામી. મુકુંદજીવનદાસજી વિગેરે અમદાવાદના ૨૬ અગ્રેસર ત્યાગીઓની સહીઓ છે.

આ કચ્છી કડવા કણબીઓ અને લેવા પાટીદારોને પંક્તિવ્યવહાર સંપ્રદાયના આરંભથી અને તે પૂર્વે પણ ન હતો તે અદ્યાપિસુધી પણ નથી. અને તે કડવા કોમના કોઇને પણ સાધુ દીક્ષા અત્યાર સુધી અપાઇ નથી. ભુજ મંદિરમાં પરંપરાથી જે સાધુ હતા અને અત્યારે શુદ્ધ ઉપરાંત છે તે બધાજ લેવા કણબીઓ છે. આ બાબત દેશમાં અને અમદાવાદ ગાદીમાં પ્રસિદ્ધ છે. એનું ખરૂ કારણ તો ભુજ દેશના જનજનો જાણી શકે. બીજા દૂર દેશના અપરિચિત જનો જાણી શકે નહિ સહવાસી વિજાનાતિ સહવાસિનિર્વિચેષ્ટિતમ્ એવું વૃદ્ધ કથન છે. કચ્છી કડવાઓને સાધુદીક્ષા નહિ આપવાનું આ એક કારણ પ્રબળ છે. બન્ને વચ્ચે પંક્તિવ્યવહાર પેઢીઓ ગત નથી. એનું કારણ એ છે કે આ લોકોના પૂર્વજો પીરાણા ધર્મમાં અનુરાગવાળા થયા હતા. આ ધર્મમાં કેટલાક આચારો યવનોના છે. એ ધર્મ કોઇ હિંદુએ નહિ પણ યવને હિંદુઓને વટલાવવા ચલાવ્યો હતો તેનાં સ્થાનો ઘણાં ગામોમાં છે. તેમાં તે ધર્મના આશ્રિતો ભેગા મળે



છે અને તેમના પીરને ઉપાસે છે અને એમના આશ્રિત થયેલા બ્રાહ્મણાદિ સર્વે એક પંક્તિએ જમે છે કોઇ એમ માને છે કે પીરાણા ધર્મને પાળે તો પણ વિપ્રાદિ જાતિઓ અને હિંદુ ધર્મથી ભ્રષ્ટ થતા નથી. એ વાત કોઇને ગળે ઉતરે એવી રાહ નથી. પાસીમાં ઉંદર ઝૂલતો મારે તો પણ કોરો રહે. પલળે નહિ એના જેવી હાસ્યાસ્પદ વાત ખોટી છે. તો તો વર્ણાશ્રમધર્મનું વિભક્ત અસ્તિત્વજ ન રહે.

આ પ્રસંગે આ પણ એક વાત જાણવા જેવી નિવેદનીય છે પૂર્વ ખાનદેશમાં ફેજપુર આદી ગામોમાં કેટલાક લેવા પાટીદારોએ પીરાણા ધર્મનો સ્વીકાર કર્યાથી તેમને નાત બહાર કરેલા અને તેમની સાથેનો રોટી બેટી વિગેરે વ્યવહાર બંધ કરેલો પછી તે લોકો કંટાળી જતાં મોટા લેવા પાટીદારની જ્ઞાતિને શરણે આવ્યા નાતના આગેવાનોએ મોટો દંડ ભરાવી પીરાણા ધર્મનો સર્વથા ત્યાગ કરવાની શરતે તેમને નાતમાં લીધા. નાતમાં આવ્યા પછી જો તે ધર્મનું કંઇ પણ ચિન્હ રાખે તો ફરીથી નાત બહાર કરવા એવી પણ શરત કરેલી આ પણ એક ઇતિહાસથી પીરાણા ધર્મ એ હિંદુ ધર્મ નથી પણ યવન ધર્મ છે એ સાબિત થાય છે અને એ કારણથી જ પીરાણા ધર્મ પાળનારાઓ પ્રત્યે ક્ષોભ અને સુગ બીજા હિંદુ ધર્મવાળાઓને રહે છે આ વસ્તુ પણ એક જાણવા જેવી છે આવા બનાવો તો બહુધા બન્યા છે.

ભક્ત ચિંતામણી પ્ર. ૫૬ માં "પીરાણાની પીરાઇ વેરાવી. તેના સેવક અલફી પહેરાવી પછી મતિયાં મળ્યા સહુ આવી, રોઇ કાકાની અલફી મુકાવી" એવી વાત શ્રીહરિ રોજ ગામે પધાર્યા ત્યારે કરી છે. હરિચરિત્રામૃતસાગર પુ. ૧૨ તરંગ ૫૪માં એનો વિસ્તાર છે. એમાં શ્રીહરિએ એવો ઉપદેશ આપ્યો છે કે–"તમો પાટીદારો થઇ ને પીરાણા ધર્મને માનો છો. તે ઉચિતનથી કેમકે એ ધર્મ તો યવનનો રાહ (માર્ગ) છે એમાં એમની જગ્યામાં ઘેર રાખીને તેની માનતા પૂજા કરવામાં આવે છે તેઓ અખંડ જ્યોતિને માને છે મૂર્તિને માનતા નથી એના મોટેરાને કાકા કહે છે વિગેરે " એ ધર્મ યવનમાં અમુક આચારવાળો છે એમ શ્રીહરિએ વર્ણવ્યું છે આ ધર્મ કોઇ સાધુએ પ્રવર્તાવેલ હિંદુ ધર્મ જેવો નથી પૃથક છે તે બન્ને ધર્મ વચ્ચે ઘણુ જ અંતર હોઇને વહુધા યવન ધર્મના સંસર્ગને લીધે એ કોમને અભક્ષ્ય પકવાન્ન માની છે. યવનના અમુક આચારવાળા શેખ લોકો કહેવાય છે તે કેટલાક દોરા કુબાદર વિગેરે ઘણા ગામોમાં છે આ લોકોમાં કિંચિત યવનનો આચાર પૂર્વે હતો તે બહુ વર્ષોથી છોડી દીધો છે અને સત્સંગીઓ પણ શ્રીજીના વખતથી વર્તે છે. તેમને સાધુ દીક્ષા અદ્યાપિ અપાઇ નથી દીક્ષામાં વર્જ્ય માન્યા છે. એવી તો બીજી ઘણી કોમો છે તેમને દીક્ષા આપવાનો પ્રતિબંધ પ્રચલિત છે. જે ૧૭ કોમોને દીક્ષા નહિ આપવાનો ઠરાવ છે તેમાં કોઇમાં યવનધર્મનો સંપર્ક નથી અને અત્યારે પણ જણાતો નથી. એ લોકોનું અપક્વ અન્ન લેવાય છે અને તેઓને ભક્ત તરીકે મંદિરમાં રખાય છે. પરંતુ સાધુ દીક્ષા આપવામાં આવતી નથી. એમાં કરારજ મુખ્ય કારણ છે. પૂર્વકાળથી યવન ધર્મના અંશથી સંસર્ગ વાળા હોવાથી અગ્રાહ્ય પકવાન્ન ગણાતી એ કોમને સાધુ દીક્ષા આપવામાં આવે તો પછી

શેખ અને બીજી સત્તર ગણેલી કોમો અને અન્ય ઉતરતી કોમોનો અપરાધ શો? એમને પણ દીક્ષાનો હક એ ન્યાયે આપવો પડે. અત્યારે એવી ફરીયાદ કેટલાક કરે છે. ઉપરના △ સમુચિત કારણથી પાંચ પેઢીથી કચ્છી કડવાઓને દીક્ષા દાનમાં સંપ્રદાયના આચાર્યો અને ત્યાગીઓ અને હરિભક્તો પ્રબળ વિરોધ ઉઘાડો કરતા આવ્યા છે. એનું જરૂરી વિવેચન જેરામ મીસ્ત્રીએ પત્રમાં કર્યું છે એટલે વૃદ્ધ શિષ્ટ ત્યાગીઓએ કરેલા કરારને બાધ કર્તા આ નવો આચાર્યકૃત ઠરાવ છે એ અવિવાદ છે. ભલે કરારને લખનાર કોરે મુકો. પણ એ પૂર્વાભ્યસ્ત શિષ્ટાચાર તો તેમાં મહા પ્રમાણ છે ને અમદાવાદગાદીએજ અત્યાર સુધી મહા વિરોધ ઉઘાડો કર્યો છે એજ બાબતે દૃઢ કરી આપે છે. વડતાલવાળા એ તો અમદાવાદવાળાએ કરેલા વિરોધને સમુચિત સમજીને તેનો અનુરોધ કર્યો છે સ્વતઃ વિરોધ ન હતો. મીસ્ત્રીના પત્રમાં "જો કચ્છી કડવાઓને દીક્ષા આપવામાં આવશે તો વિક્ષેપ થશે એવું ભવિષ્ય અમદાવાદના વૃદ્ધ મહાત્મા ત્યાગીઓએ આગળથી ભાખ્યું છે તે અત્યારે સત્ય થયું છે. તેને મોટા ત્યાગીઓ યથાસ્થિત સમજ્યા છે કે આ કરવા જેવું કહી નથી. માટે આ નવો ઠરાવ જુના કરારને પુરેપુરો બાધ કર્તા છે. એમાં હવે સંશય લેશ નથી કરાર આગળ થયો છે પાછળનો કોઈ ઠરાવ ઉપબન્ધ નથી કરારને બન્ને ગાદીના ત્યાગીઓ વળગી રહ્યા હતા 'महाजनो येन गतः सपन्थाः' એ સ્મૃતિ વચન પાલનીય છે, યદ્યપિ શુદ્ધ હોય તદપિ જો લોક વિરોધ હોય તો આચરવું નહિ એવું પણ વૃદ્ધ વાકય છે. न कार्यं वर्णसांकर्यम्" એવું શ્રીમુખે પણ નિરૂપણ કર્યું છે દેશભેદાત્ ધર્મ-ભેદની વ્યવસ્થા છે "કોઈ દેશ પોતાના કબજા વહીવટમાં આવે તો જે દેશમાં જે આચાર વ્યવહાર અને કુલ સ્થિતિ ચાલી આવતી હોય એજ પળાવવી પણ અન્યથા ન કરવી. જો કરે તો રાજા પ્રજા બન્નેને બહુ પીડા થાય." એવું પણ રાજ ધર્મમાં વચન છે આ વચનો ઉપર પણ આચાર્યોએ લક્ષ આપવાના છે. "પોત પોતાના વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ ન કરવો" 'એવી શ્રીજી આજ્ઞા છે.' '[illegible] તો નહિ ખાત,' 'એવો શ્રીજીકૃત નિયમ છે.' 'વટલવું નહિ અને વટલાવવું નહિં' એવી પણ આજ્ઞા છે. એનું વિવેચન શિક્ષાપત્રીમાં 'अग्राह्यान्नेन पक्कंयत्!' આ શ્લોકમાં કર્યું છે "વળી વચનામૃત પ્ર. ૧૮ માં" જેને ન ખપે તેને સાકરની પ્રસાદી કરાવીને પ્રસાદી લેવી" એમ પણ આહાર શુદ્ધિ માટે કહ્યું છે. સદાચાર એ પ્રથમ ધર્મ છે' એમ પણ કહ્યું છે સંપ્રદાયસ્થ ત્યાગી કોમની શુદ્ધિ માટે પૂર્વ વૃદ્ધોએ મહા મહેનતે ઉપરોકત ઉચ્ચ મર્યાદા બાંધી છે એને જ ધોરણ કે બંધારણ કહે છે કડવા કોમની દીક્ષા નહિ આપવાનો ઉગ્ર ઉહાપોહ કે વિગ્રહ અમદાવાળાઓએ જ પ્રથમથી જ ઉપાડેલો છે. એમાં અમને દૂર સ્થને દોષ દેવાનો નથી. ઉપર પ્રમાણે અમારી સત્ય વસ્તુનું નિવેદન છે. હવે ગમે તેમ કરો અને માનો.

આ પ્રસગે આટલું અવશ્ય સમજવાનું છે. ત્યાગી દીક્ષામાં અનેક વિશેષો વૃદ્ધોએ માન્યા છે તેમાં જાતિ શુદ્ધિ અને આહારશુદ્ધિને વધુ માન આપ્યું છે તેથી જ સંપ્રદાયમાં બ્રહ્મચારી સાધુ અને પાળા એ ત્રણ વિભાગો રાખ્યા છે વિપ્રજાતિ બ્રહ્મચારીનું રસોડું જુદું રાખ્યું છે સાધુનું રસોડું જુદું રાખ્યું છે અને પાળાઓની જુદી પંક્તિ રાખવામાં



આવે છે અને તેમાં જુદી જુદી જાતોના વિભાગો છે વળી દીક્ષામાં એવો [illegible] છે કે અદીક્ષિત બ્રાહ્મણનું પણ જમવું નહી વળી જે પિતામાતા થકી પુત્ર ઉત્પન્ન થાય છે અને તેને માતપિતા મુખમાં ઉચ્છિષ્ટ કોળીયા આપીને જમાડે છે તે [illegible] [illegible] ગ્રહણ કરે તો તે માતા પિતાનું પણ ખાઈ શકતા નથી અને [illegible] આવે તો માતા પિતાને પણ જુદા બેસાડીને જમાડે [illegible] પોતાની જાતના હોય તેનું પણ જમી શકે નહિ આહાર શુદ્ધિમાં જાતિ [illegible] નિમિત્તથી દૂષિત થતાં અન્નનો ત્યાગ કરવો તેને વિવેક માન્યો છે એવા [illegible] સાંપ્રદાયિક દીક્ષામાં માન્યા છે તેનો ઉપર ધ્યાન આપવાનું છે કઈક-ભઈક કરવાના [illegible] આ [illegible] બાબત ત્યાગી દીક્ષાવિધિમાં તથા ત્યાગી ધર્મમાં ચોખ્ખા [illegible] ઉપરના કારણથી દીક્ષાનું ઘણું ગૌરવ જણાવ્યું છે મુખ્ય કારણ વિવિજ છે.

એક વાત પ્રસંગાત કરી દીધા જેવી સારી છે. સરસરીયા એ એક [illegible] છે. એજ જાતિનું એક ધર્મકુળ મનાય છે. એમાં આચાર્યપદ પ્રકૃષ્ટ મનાય છે. [illegible] આચાર્યોનું ઉચ્છિષ્ટ ખાવામાં પણ દોષ નથી એમ શાસ્ત્ર કહે છે છતાં પણ [illegible] વર્ણીઓ કે જે આચાર્યના દીક્ષિત આશ્રિત છે છતાં તેમના હાથનું જમતા નથી. આચાર્યો પણ વર્ણીઓ કે જે વિપ્રજાતિ [illegible] પોતાના શિષ્ય નૈષ્ઠિક [illegible] સેવામાં નિયુક્ત છે તેમનું પણ દેવ નિવેદિત પણ જમતા નથી. [illegible] જાતિથી ઉચ્ચનીચના જમવાના અભિમાન સિવાય બીજું શું તત્વ રહેલું છે તે સમજાતુ નથી. [illegible] એ એક વિપ્રજાતિ મનાય છે. તેને વર્ણીદીક્ષા આપવાથી વડતાલ [illegible] અંદર વિગ્રહ થયો. એને પરિણામે બે ચોકા જુદા વર્ષો સુધી ચાલુ રહ્યા. [illegible] ખાતા નહિ. આ વર્ણીઓનું અમદાવાદના વર્ણીઓ પણ ખાતા નહી [illegible] બ્રાહ્મણો પણ ખાધાપિધામાં ઉચ્ચ અનુચ્ચના મનમાના ભાવનાને સેવે છે. [illegible] સમાધાન થયુ ત્યારે ખાતા થયા છે. આમાં કોણ ઉચ્ચ અને કોણ અનુચ્ચ? એ [illegible] આચાર્ય બાર પુરબીયા અને તેર ચોકા જેવું જુદુ જુદુ છે. વળી આ પછી એક વાત જાણવા જેવી છે. પુરબીયા લોકો કહાર (ભોઇ) આહીર કણબી આદિક ઉતરતી જાતિના જનો (આટાને પાણીથી બાંધીને તેની પુરીઓ વણી આપે છે. તેને સરવરીયા તળીને ખાય છે. તળ્યા પછીજ વટલાવાનો દોષ ગણે છે આ એક દેશાચાર હશે. બીજા ગુજરાત આદિક દેશોમાં તે નથી. આવા પણ સરવરીયા ધર્મવંશી આચાર્યો આ દેશના ઉચ્ચ [illegible] જાતિના વર્ણીનું પણ રાંધેલું ખાતા નથી. આવેલું વિચિત્ર વિષમ છે તે અવર્ણનીય અને અવર્જનીય છે માટેજ દેશભેદથી ધર્મની જુદા વ્યવસ્થા રાખી છે કચ્છી કડવાઓની બાબતમાં પણ એમ જાણવું.

કોઇ એવી શંકા કરે છે કે ૧૭ કોમો ગણી તેમાં કડવાઓનો સમાવેશ નથી. માટે દીક્ષામાં ગ્રાહ્ય છે. એનું સમાધાન સુસ્પષ્ટ છે. બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે લેખિત કરાર થયો ત્યારે કડવાઓને દીક્ષા આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો નથી પ્રબળ પ્રતિરોધતો પરંપરાથી પ્રચલિત હતો. એ સમયે કોઇ ત્યાગીઓએ કે કડવાઓએ પણ એ પ્રશ્ન ઉપાડવાનો સંભવજ ન હતો. જેનો સંભવ જ ન હોય તેનો વિચાર કરવાનો

A

હોતો નથી. જેમ સોરઠમાં [illegible] કોમને દીક્ષા આપવાની પ્રથા કે રીવાજ નહિ હોવાથી તેને ૧૭માં ગણી નથી તેમ અમદાવાસાના કણબીઓને અસંભવ જાણીને ૧૭માં ગણ્યા નથી એ ઉપરથી એમને અધિકાર મળતો હોય તો બીજી મોઢ પરમાર રાણા વિગેરે ઘણી કોમોને પણ મળવાનો સંભવ આવે. વળી નાતજાતની બાબતમાં બહુ ચર્ચા કરવા જેવી નથી. જે શિષ્ટાચાર પરંપરાથી પ્રચલિત હોય એ જ આચરણીય આદરણીય છે. તેનું કરવામાં જ વિક્ષેપ આવે છે. અમદાવાદના મોટા ત્યાગીઓ અને તદનુયાયી બનેલા આચાર્યો જો નવું કરવા જાય તો અત્યારે પરસ્પર વૈમનસ્ય વિગ્રહ અને વૈરતા લાગી જાય છે અને પરસ્પરનો પ્રેમ [illegible] અને સૌમનસ્યને બાધ બેઠો છે એ પ્રત્યક્ષ છે. શિષ્ટકૃત ક્રમને પુરેપુરો બાધ આવે છે એ અમારૂં કથન નિર્બાધ ખાત્રીપૂર્વકનું ખરૂં છે. આ બધી બાબતના અજાણ્યા વકીલો ગમે તેવી કિલષ્ટ વકીલાત દલીલ કરે અને જવાબ આપે અવળો ગોઠવી આપે, પરંતુ ધ. ધુ. ધર્મમાર્તંડની સર્વોચ્ચ પદવીને ધારી રહેલા આચાર્યોએ તો ચારે બાજુનો વિચાર કરવાનો છે 'सहसाविदधीत न क्रियामविवेकः परमापदां पदम्' એવી અભિયુક્તિ અનુસરણીય છે. આ તો સ્વા. ના. સંપ્રદાય છે. કોઈ કપોળકલ્પિત વાડો કે તડ નથી स्वयमाचरते यस्मादाचारे स्थापयत्यपि' એવું આચાર્યનું લક્ષણ છે. પોતે આચરે અને શિષ્યો પાસે આચરણ કરાવવું જોઈએ. સંપ્રદાયમાં સનાતન ધ. ધુ ધર્મમાર્તંડ આચાર્ય એવી પૂજ્ય પદવીઓ બહુ માન ભરી અપાય છે તેનું પણ અનુસંધાન રાખવું પડે. નહિ તો પદવીઓ વિપરીત અર્થમાં પરિણમે તે પૂર્વાચાર્યોએ પુરેપુરૂં રાખ્યું છે અને રખાવ્યું છે જો ધર્મની સંકરતા કે શેળભેળ કે ભંડોળ કરવાનો હતો તો હરિજન મંદિર પ્રવેશને અટકાવવા માટે સત્યાગ્રહ, હજારો લાખો રૂપીયાનો ખર્ચો અને મોટી મહેનત કોંગ્રેસ સરકાર સામે શા માટે લેવી જોઈએ. આ બધુ વર્ણધર્મની સંકરતા ન થવા દેવા માટેજ છે. ઘણાં વર્ષો પહેલાં શંકરાચાર્ય માધવતીર્થે સ્વા. ના. સંપ્રદાયમાં ઉતરતી કોમના સાધુ થાય છે વિગેરે અપવાદ આપીને સંપ્રદાયને અવૈદિક ઠરાવાનો મોટો વિગ્રહ બહુ ગામોમાં વિપ્રાદિ નાતોમાં જબરો જગાવેલો છે. તેને માટે કોર્ટમાં કેસ કર્યો અને તેમાં હજારો રૂપિયા ખર્ચાયા. અને અપરંપાર મહેનત લીધી અને શિક્ષાપત્રીને આગળ ધરીને કાશીના પંડિતોનાં પ્રમાણ પત્રો મેળવવાની ખટપટ કરવી પડી. છેવટે સમાધાન કર્યું અને સંપ્રદાયને વિશુદ્ધ ઠરાવીને વૈદિક ઠરાવ્યો. આ પણ ધર્મની શુદ્ધિ માટે છે. આ અવસરે કંઈક અશુદ્ધિ નહી જેવી આવતી હતી તે વૃદ્ધોએ સુધારી હતી. ઘણા લોકો સાધુઓને ઉતરતી જાતના જાણીને તેમનું ખાતા ન હતા. કાળક્રમે શુદ્ધિ જણાતાં ખાતા થયા છે. હવે જો સેળભેળ ભંડોળ કરવામાં આવશે તો વળી પૂર્વના જેવી અથવા એથી પણ ઉતરતી દશા અભક્ષ્ય પકવાન્ન સાધુકોમની આવશે ઘણા સારા લોકો પાટીદાર મીસ્ત્રીઓ વિગેરે સાધુને ચોકે ખાતા હશે તે પણ ખાશે નહિ. એ બાબત મીસ્ત્રી જેરામભાઈએ પત્રમાં સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશ કરી છે માટે વૃદ્ધોએ જે વ્યવસ્થા મર્યાદા મહા પ્રયત્ને એક મત થઈ કરી છે તે સંપ્રદાયના ધર્મની શુદ્ધિ અને ગૌરવ રહેવા માટે કરી છે તેજ પ્રમાણે તદનુયાયી આચાર્યો અને ત્યાગીઓએ અનુસરવાની છે. અન્યથા કરવામાં મહા હાનિ પ્રત્યક્ષ છે. વળી 'अल्पस्य हेतोर्बहु



हातुमिच्छन्' એમ પણ છે. ત્રણ ચાર કચ્છી કડવાઓને દીક્ષા આપવાથી [illegible] વિક્ષેપ થયો છે અને ભવિષ્યમાં થયા કરશે. તેનો વિચાર એકાંતે કરવાનો [illegible] સાધુ કરવાથી દારિદ્રય મટવાનું નથી. સાધુઓની તાંણુતો રહેવાની જ છે. વળી [illegible] દીક્ષામાં દાખલ કરવાથી બીજા યોગ્યો છોશથી ખસી જાય તો ઉલટી [illegible]

વડતાલવાળા બોચાસણવાળા અને મણીનગરવાળા વિગેરેને બન્ને [illegible] એ પૃથક વિમુખ માન્યા છે છતાં તેઓ પણ એવી સેળભેળ કરતા નથી [illegible] આશા હોય કે આશ્રિતોમાં અણગમો થવાનો ભય હોય કે પોતાના [illegible] જવાની બીક હોય કે ગમે તે અવશ્ય કારણ હોય બાહ્ય મનાતા પણ [illegible] કરવા માગતા નથી તેને સંપ્રદાયસ્થો કરવા મંડયા છે એ એક અફસોસ [illegible] છે.

ખરૂં ખુલ્લું ખોટું લગાડીને કહીએ તો આચાર્યોએ પારખી જોયા [illegible] ન હતું. કોઈ બુદ્ધિદાતા નહિ મળ્યો હોય એમ જણાય છે. આ તો [illegible] કોમનો સવાલ જુદો હતો. જાતિનો સંગ્રહ જાતિજ કરી શકે. બન્ને દેશના [illegible] જાતિના સર્વથી જુદા છે તેમની પંચાત કોઈ ત્યાગીઓ કદાપિ કરતા નથી તેમ આચાર્યોએ સાધુ કોમની પંચાત ન કરવી જોઈએ. નાતનો પ્રશ્ન નાત જ [illegible] મીસ્ત્રીએ જણાવ્યુ છે પૂર્વ વૃદ્ધ ત્યાગી ગૃહીઓએ પરસ્પર મળીને એકમતે [illegible] શીક્કો માર્યો હતો એમ અત્યારનાએ તેમ કરવાનું હતુ. ઉપરની દીર્ઘ દષ્ટિ [illegible] કરેલો ઠરાવ પાછો ખેંચી લેવાની માગણી સવિનય કરી છે તે વ્યાજબી [illegible] રીવાજ પ્રથા અને ધોરણ મુજબની સત્ય છે.

બીજું આપની પાસે તો અનેક ઉહાપોહ આવી ગયા હશે કચ્છમાં જ [illegible] લેવા કણબીઓ કડવા કણબીઓ સાથે વર્ષોથી ખાતા નથી અને ભવિષ્યમાં પણ [illegible] ના કહે છે આ સહપંક્તિ વિરોધ અનાદિનો આત્યંતિક અને એકાંતિક [illegible] એ બાબત મીસ્ત્રીના પત્રમાં જણાવી છે કચ્છમાં યજ્ઞ મૂર્તિ પ્રતિષ્ઠા વિગેરે [illegible] સત્સંગી બન્ધુ તરીકે કડવાઓને આમંત્રણ આપવામાં આવે છે અને [illegible] પ્રસંગ ઉપર જાય છે અને તેમની સંભાવના પણ લેવાઓ જાતે કરે છે પરંતુ તેમને પોતાની પંક્તિમાં નહિ પણ જુદાજ બેસાડે છે કડવાઓ પણ અસંકોચથી જુદા બેસે [illegible] છે આવો અવરોધ અદ્યાપિ સહભોજનમાં પ્રચલિત છે સાધુઓને પણ [illegible] જુદી વ્યવસ્થા બનાવવી પડે છે કોઈ સેળભેળ કરવા જાય તો ઉપાધિને વશ થાય છે કચ્છના લેવાઓના આ આચરણને જોઈ જાણીને ગુજરાત કાઠીયાવાડ ઝાલાવાડ વિગેરેના લેવાઓ એવું પૃથક આચરણ કચ્છી કડવાઓ સાથે કદિ કરે તો અટકાવી શકાય નહી આ કોમનાને સાધુ દીક્ષા આપે તો તેમની સાથે સહપંક્તિ વ્યવહારનો પ્રસંગ આવતાં અન્ધ કોલાહલ અવશ્ય થાયજ અને તે ખુલ્લે ખોચરે. વાસુજ છે એવી તો અગણિત ગાથાઓ છે કડવાઓને દીક્ષાદાનમાં અધિકાર અપાયા પછી મુળીના સંતો કુંભાર વિગેરેને દીક્ષા આપવાની ચળવળ કરી રહ્યા છે એમ પણ સાંભળ્યું છે આ બધું આપને વિચારવાનું છે.

△ આ અવસરે અવશ્ય આવેદનીય બાબત તો રહી જાય છે કડવા કણબીઓના બે બાળકોને સાધુ દીક્ષા આપી તેમનાં નામ નરનારાયણદાસ તથા સ્યામચરણદાસ છે. તેમના ગુરૂ કૃષ્ણકેશવદાસજી મંડળધારી છે અમદાવાદના ત્યાગીઓમાં ખાનગી વિરોધ જેવું જણાયાથી આ મંડળને દુર માંડવી (કચ્છ) મંદીરે મહાંત તરીકે મુકયા આ મંદીર કચ્છ દેશમાં આવ્યા છતાં અમદાવાદ તાબામાં છે ભુજ મંદીર તાબામાં નથી. આ મંદીરમાં દેવ સેવા વર્ષોથી બ્રહ્મચારીઓ કરતા આવ્યા હતા દેવ સેવામાં આ સાધુ મંડળના પ્રવેશથી માંડવીના હરીભક્તોમાં અને આખા કચ્છ દેશમાં વિરોધ ઉહાપોહ થયો હતો કે અત્યારે પણ છે તે મંડળના સાધુઓ સાથે ભુજના સાધુઓ અદ્યાપિ સહપંક્તિ વ્યવહાર રાખતા નથી કદાચ ભુજ આવે તો જુદા જમાડવાનો વિવેક રાખે છે પણ સેળભેળ થવા દેતા નથી.

અમારો વિરોધી ઠરાવ આચાર્યશ્રી અને મહંતશાસ્ત્રી ઉપર મોકલાવ્યા પછી પણ તેનો અનાદર કરીને ચડસે ભરાઈને બીજા બે કડવાઓને સાધુ બનાવ્યા છે તેમાં એક સાધુ ઉત્તમપ્રિયદાસ માંડવીના મહંતના મંડળમાં રહ્યા છે એટલે તેમના મંડળમાં ત્રણ સાધુઓ થયા બીજા ભક્તિપ્રિયદાસ નામના સાધુ તે શાસ્ત્રી કૃષ્ણચરણદાસજીના મંડળમાં રહ્યા છે એક સાધુ અમદાવાદના મહંતશાસ્ત્રી હરીસ્વરૂપદાસના મંડળમાં નવા થયા છે એમ તાજુ સાંભળ્યું છે આ જે નવા સાધુઓ કર્યા છે તે ભુજના સાધુઓને અને કચ્છના લેવા કણબીઓને અને બીજા તેમના મળતીઆઓને પાછા પાડીને પોતાનું મન ધાર્યું પાર પાડવા ચડસથી કર્યા છે ખરી રીતે નહીં તેમાં કડવાઓએ તન મન ધનનો વ્યય બહુ જહેમતથી કર્યો છે. આ આચાર્યશ્રી કચ્છમાં વિચર્યા ત્યારે પોતાના ગામોમાં પધરાવીને પચીશેક હજારની ભેટ પૂજા કરી હતી અને સાથેના સાધુ પાળાઓની પણ સેવા સારી કરી હતી પ્રથમ સાધુ બનાવ્યા ત્યારે આચાર્યશ્રીની પૂજા અને ત્યાગીઓને રસોઈ ધોતીયાં વિગેરે આપેલું. એમ પણ સાંભળ્યું છે કે બાળકોને સાધુ થવાની ઈચ્છા સ્વતઃ ન હતી પણ સગા વહાલા કડવાઓએ પોતાનું ધાર્યું કરવા માટે પરાણે કરાવ્યા છે આમાં સાચી સમજવાની એ વાત છે કે આ કણબીઓ કચ્છના રહીશ હોઈને ભુજ મંદિરના આશ્રિત છે છતાં ભુજના સાધુઓએ કોઈ કડવાઓને અદ્યાપિ સાધુ કર્યા નથી આ એક પ્રત્યક્ષ વિરોધ પ્રચલિત છે આમાં ખરૂં કારણ શું છે તો બધા અર્થનાદાસ બન્યા એ છે બીજો સાંપ્રદાયીક સદર્થ નથી કડવાઓએ પણ लुष्यमध्येन गृहणीयात् । એ નીતિનો સારો યોગ કર્યો છે પૂર્વાચાર્યોના સદાચરણ અને સ્વાચરણથી પણ વિરૂદ્ધ વર્તન થવામાં અર્થજ પરમ કારણ છે.

સહ જમણ પંક્તિ બાબતમાં બહુ પંચાતો આવે છે તે પણ સમજવાની જરૂર છે. 'આચારી વિચારી' એવા પંકિત ભેદ સૂચક શબ્દો સાંકેતિક વપરાતા હતા. સં. ૧૯૬૮માં વડતાલના પાળા કો. રણછોડભકત (મોટા) કો. ચતુરભક્ત, કોઠારી ઘોરીભકત અને બીજા ૭ સાત સાધુઓ ભુજની જાત્રાએ ગએલા. જમવાના સમયે કોઈ સાધુએ બુદ્ધિભેદ કર્યો. કે. અહીં કચ્છી કડવાઓ સાથે બીજા બધાને જમવા બેસારે છે. પછી



એમણે અમદાવાદના પાળાઓના મોટેરા પેથા ભકત વિગેરે કે જે આચાર્ય સાથે હજારા તેમના સેવકો હતા તેમની સાથે વાતચિત થતાં તે બધા જમવા ગયા નહિ. કારણ પુછતાં તેમણે કહ્યું કે અમને જુદા જમવા બેસારો તો જમીએ. પછી પંકિત વોખને તેઓને જમવા બેસાર્યા. તે પછીથી ધ. ધુ. વાસુદેવપ્રસાદજી ભુજ પધાર્યા ત્યારે તેમણે બંદોબસ્ત કર્યો કે અમદાવાદના પાળાઓને કડવા ભેળા બેસારવા નહિ. પછીથી તે બંદોબસ્ત અમદાવાદમાં પણ રાખવામાં આવેલો આ બાબતને વૃદ્ધ પાળાઓ અદ્યાપિ જાણે છે અને અનુસરે છે. જુદા જુદા પંકિતમાં બેસે છે. તેમની જગ્યા બેસવાની પણ જુદી જુદી મુકરર કરેલી હોય છે. થાય છે તો બાર પુરબીયા અને તેર ચોકા જેવું, પણ અવર્ણનીય અને અવર્ણનીય છે.

વળી સાધુ બ્રહ્મચારીઓની પંકિતમાં કોઈ ન ખપતી ઉતરતી જાતનો પ્રવેશ થાય તો તેની શુદ્ધિ પણ કરવામાં આવતી. પૂર્વે બન્ને ગાદીના વર્ણીઓ વચ્ચે અનાવલા વિપ્રને નિમિત્ત કરીને સહ ભોજનમાં વ્યગ્રવિગ્રહ બહુ વર્ષ સુધી ચાલુ રહ્યો હતો. ભોજન વ્યવહારમાં લાંબુ ભંગાણ અનિચ્છનીય પડયું ત્યારે યથોચિત વ્યવહાર વિવેકથી કરતા. ૧૯૫૭માં મારા ગુરુ ઘનશ્યામ ચરણદાસ જેતલપુર અમદાવાદ દર્શને ગયા હતા. ત્યાં વર્ણીને ચોકે જમાડયા હતા. આ વખતે હું ગુરુની સાથે હતો સ્વાનુભવની વાત છે, અત્યારે એવો પંકિત ભેદ બને એમાં નવાઈ નહિ માનવી. આ બાબત પણ જાણવા જેવી ઉપયોગી છે.

આપશ્રીના પૂજ્યપાદ પિતાશ્રીએ પીરાણા ધર્મમાં પૂર્વે પ્રવિષ્ટ થએલા હોવાથી કચ્છી કડવાઓને પ્રાયશ્ચિત અને દેહ શુદ્ધિ કરાવીને સત્સંગી બનાવ્યા હતા. તે લોકોની ઈચ્છા સાધુ દીક્ષામાં અધિકાર મેળવવાની હશે અને પ્રયાસ પણ કર્યો હશે. પરંતુ જ્ઞાતા વિચક્ષણ આચાર્યશ્રીએ ઉપરના પ્રખ્યાત કારણોને જાણી વિચારીને યાવદાયુષ્ય એકપણ કડવા કણબીને સાધુ દીક્ષા આપી નથી. તેમના સાક્ષાત પુત્ર આપશ્રી સં. ૧૯૯૩ માં આચાર્યપદે વિરાજ્યા તે સં. ૨૦૧૨ સુધી (૧૯ વર્ષ સુધી) પિતાકૃત મર્યાદા પાળી છે. એ મર્યાદાનો ભંગ કરવાનો અપૂર્વ પ્રસંગ સંગદોષને લીધે આવ્યો છે એથી પાંચ પેઢીથી પ્રચલિત પ્રથા રીવાજ ધોરણ અને પૂર્વાપર કરારનો ભંગ કરવાનો અપૂર્વ અપવાદ આપને શિરે પહેલ વહેલો આવ્યો ગણાય. સંગદોષનું કેવું પ્રબળપણું છે તેનો આ પુરતો પુરાવો પ્રખ્યાત બન્યો છે. દીક્ષામાં અધિકાર નહિ મળવાથી ભુજથી રીસાઈ આવેલા પાળા ખેતશીભકત વિગેરેને પ્રથમ કોઠારમાં રાખ્યા. અને પછી પોતાની હજુર સેવામાં 'પણ' રાખ્યા. એને લીધે એમના સંબન્ધીઓનો સંસર્ગ ચાલુ રહ્યો. એ પરંપરાએ આખી નાત સાથે સંબંધ થવા લાગ્યો બીજી તરફથી પણ સીપારશો થઈ. છેવટે એમાં દયાવશાત બંધાયા બંધનકારી દયાપણ ન કરવી એવી શ્રીજીની આજ્ઞા છે અને એથી કડવાઓને દીક્ષા આપી. એમ ગુણદોષનું સ્થાન સંસર્ગ છે એ નિશ્ચયની વાત છે. આપશ્રીનો સ્વતઃ દોષ ન હતો. હજી સમજો તો સારૂ છે. બહુ વખત વીતિ ગયો નથી. તો વડતાલ ગાદીના અગ્રેસર ત્યાગીઓએ માગણી કર્યા મુજબ આપશ્રીએ કરેલો ઠરાવ પાછો ખેંચી લ્યો.

વળી એક વધુ નિવેદન કે બીજા કોઠારી આદિક આશ્રિતો આચાર્ય સત્તાને આગળ ધરે એ ઠીક છે. પરંતુ ત્યાગી કોગની બાબતમાં આપશ્રીએ "આનિર્ણય અમે બન્ને ભાઇઓએ મળીને કરેલો છે. તે સૌને સંપ્રદાયમાં માન્ય હોવો જોઇએ." આ શબ્દો જાતે લખ્યા છે તે અયુક્ત ગણાય.

વળી. તા. ૩-૪-૫૫ ના નિર્ણય પત્રમાં "શ્રીલક્ષ્મીનારાયણ દેશની ગાદીના આચાર્ય મહારાજશ્રીનો આ દીક્ષા પ્રકરણ અંગે મત મંગાવતાં તા. ૨-૪-૫૫ ના રોજ પત્ર આવ્યો કે દીક્ષા આપવાની બાબતમાં પોતે સંમત છે, અને જરૂર જણાય તો તે વખતે દીક્ષા વિધિ અંગે હાજર રહેવાની પણ તૈયારી બતાવી છે." આવા શબ્દો લખ્યા છે. તે પણ અયોગ્ય છે. આમાં બન્ને આચાર્યોએ વડતાલના ત્યાગીઓની સંમતી લીધા શિવાય એકલાએ ઠરાવ કરી વાળ્યો છે. તે અયોગ્ય છે. આચાર્યની સંમતિ ઉપરથી વડતાલ ગાદીનો અભિપ્રાય આવી ગયો એમ માનવું તે ભારે ભુલ છે. આ પ્રશ્ન ગાદીનો નથી. પણ ત્યાગીઓનો હતો. આમાં અમારૂં ખરૂં કહેવું એ છે કે તમારી ગાદીનાજ અનન્ય આશ્રિત મહંત સ. શાસ્ત્રી ચેતનદાસજી અને મહંત સ. શ્યામસુંદરદાસજી એ ચૈતન્યપૂર્ણ સુંદર વાત હિતકારી કરી હતી. કે વડતાલ ગાદીના ત્યાગીઓને પુછીનેજ દીક્ષા નિર્ણય કરવો. નહિ તો વિક્ષેપ થશે. ભુજના સંતો અને દેશના હરિભક્તો મિસ્ત્રી જેરામભાઇ વિગેરે પણ એમજ ઇચ્છતા હતા. કે વડતાલના ત્યાગીઓને પુછીનેજ કરવું એ બહુ યોગ્ય હતુ. તમારા પૂર્વાચાર્યોએ પણ એજ પદ્ધતિ સ્વીકારી છે. વૃદ્ધાશ્ચ સત્પથં વૃદ્ધાः એવી નીતિ છે. શર શૈયામાં સુતેલા ભીષ્મ પિતામહ પાસે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ અને ઋષિઓ સાથે યુધિષ્ઠિરાદિક પુછવા ગયા હતા. એ ઉદાહરણ છે "પુછતા નર પંડિત" એવી પણ લોક વાણી છે. પ્રપંચને નહિ પુછતાં પંચને પુછીને કરવું એવી પણ પ્રથા છે. શ્રીજીની પણ એવી આજ્ઞા છે. અને બંધારણ પણ પ્રચલિત છે. જ્યારે બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સહભોજનમાં ભંગાણ પડયુ ત્યારે બન્ને દેશના ત્યાગીઓએ પરસ્પર મળીને પુછીને સમાધાન કરેલું. એ બાબત પણ અમદાવાદના ત્યાગીઓએ જ ગોઠવેલી હતી.

નાતની બાબતમાં પુછવા જેવાઓને પુછયાવિના એકલા આચાર્ય ઠરાવ કરે તે સ્થાને નથી. વડતાલના આચાર્યની સંમતિનો ઉલ્લેખ કર્યો છે. તેનો જો અંતઃતપાસ કરીએ તો બહુ વિચિત્ર અને વિષમ છે. તમારો પત્ર લઇને કડવા કણબીઓ કાલભારી મધુભાઇને મળીને અને વળી તે બધા આચાર્ય પાસે જઇને પોતાની ભાત જાત છુપાવીને આડુ અવળુ સમઝાવીને સંમતિ લઈ આવ્યા છે. આમાં ત્યાગીઓને બીલકુલ પુછ્યા વિના અને જાણ પણ કર્યાવિના સંમતિ લેવાથી આચાર્યને પુરેપુરા છેતર્યા છે. અમને વધુ વસમુ એ લાગે છે કે આવા ત્યાગીઓના જ અધિકાર વાળા દીક્ષા પ્રશ્નમાં અમોને વડતાલવાળાઓને પુછવામાંજ આવ્યું નથી. એટલુજ નહિ પણ જાણવા પણ દીધુ નથી. ખાનગી ખટપટ કરીને સંમતિ લઇ ગયા છે. એથીજ અમારા ઠરાવમાં



આચાર્ય સત્તાને આપખુદી જે હુકમી કહી છે તે વ્યાજબી છે. વર્ષોથી કડવાઓને દીક્ષા નહિ આપવામાં અમને બચાવ તરીકે આડા ધરતા હતા. અને આ વખતે તેને મુકીને વગર પુછે ઠરાવ કરી વાળ્યો છે તે અત્યંત અનુશોચનીય અનાદરણીય છે. આ કાંઇ મદ [illegible] સત્તુઓ નહતા. પરંતુ ગાદીના આશ્રિતોજ હતા. એમનો આવો અનાદર [illegible] આવે છે અત્યંત અસહ્ય છે. [illegible] આચાર્ય કે ત્યાગીએ પુછવુજ નથી. [illegible] બન્ને આચાર્યોએ, અમને પુછવા જેટલો પણ આદર કર્યો નથી એ અમને [illegible] લાગે ! એથીજ એમણે કરેલો નિર્ણય અનાદરને પાત્ર થાય [illegible] શું કરીએ ! ખેદોપજ દોષસ્થાન બન્યો છે. અમારો અપરાધ નથી

અધિક અવશેષ કહેવાનું સ્થાન આપના પ્રતિનિધિભુત મહંતજી મળ્યું છે. તેથી [illegible] છું. પૂજ્ય આચાર્યશ્રી સાથે વિવાદ કરવાની ઇષ્ટદેવ શ્રીજીએ ના કહી છે. પરંતુ અમને એવી અવાચ્ય અસહ્ય અવદશામાં વગર કારણે મુકયા છે જેથી અમને વિવેક મુકીને પણ કહેવાની ફરજ પડી છે તો સપ્રણામ સપ્રણય પ્રાર્થના છે કે- આ લેખમાં જે કાંઇ વાણીમય અપરાધ થયો છે તે ક્ષમા કરશો. 'क्षौर्यं कार्येन कस्मिंश्चित्' એવો આચાર્ય ધર્મ છે ક્ષમા આગળ કોઇપણ અપરાધ ઉભો રહેતો નથી. એ લોકસિદ્ધ છે. સુજ્ઞેષુ કિંબહુના ઉપર પ્રમાણે પ્રતિ ઉતર છે.

---

## અમદાવાદ મંદિરના મહંત શાસ્ત્રીજીએ આપેલા ઉત્તરનો પ્રત્યુત્તર

(૧) પેરેગ્રાફમાં-"વડતાલ ગાદીના ત્યાગીઓની સભા તમારા પ્રમુખપદે મળી. તેના ઠરાવ અંગેનો પત્ર મારી ઉપર રજીસ્ટર પોષ્ટથી મોકલાવ્યો જેથી મને આશ્ચર્ય થયું એ કોના માટે અને શા માટે મોકલવામાં આવ્યો છે તે સમજાતું નથી, કારણ કે તેમાં મથાળે કોઇનું નામ નથી" એમ અનન્વિત અનપેક્ષિ લખ્યું છે. વડતાલ પીઠના આશ્રિત ત્યાગીઓએ મારા પ્રમુખપદે સભા મેળવીને એકમતે ઠરાવ કરીને મોકલ્યો છે તે તમારા માટેજ ખાસ છે અને તમારા દ્વારા બીજા તમામ ત્યાગીઓ માટે પણ છે. કારણકે તમો એક બાજુથી મંદિરના મહંત હોવાથી ત્યાગીઓના પ્રમુખ અને બીજી બાજુથી ટેમ્પલ કમીટીના પ્રમુખ છો પ્રમુખ ઉપરજ પત્ર મોકલવાનિ પદ્ધતિ છે. "કોના માટે ?" એ પ્રશ્નનો એ ઉત્તર છે. "શાને માટે." એ પ્રશ્નનો ઉત્તર એ છે કે - તમારા મહંત પદના પ્રભાવથી મળતીયા ત્યાગીઓ અને આચાર્યશ્રીને આગળ ધરીને અને વડતાલ ગાદીના કોઇપણ ત્યાગીને નહિ પુછીને જે એકતરફી નૂતન ઠરાવ કર્યો છે તેને પાછો ખેંચી લેવા માટે છે એમાં આશ્ચર્યચકિત થવા જેવું કયું નવ્ય નથી. "મારા ઉપર રજીસ્ટર પોષ્ટથી મોકલાવ્યો છે" એ આપના શબ્દો ઉપરથી જ એમ મારે માટે લખ્યો છે' એ શિદ્ધ થાય છે. વળી અંતઃપ્રવેશ કરીને બન્ને પત્રો વાંચવાથી પણ અર્થ શિદ્ધ થાય છે. જેની ઉપર મોકલવાનો હોય તેનું નામ પોષ્ટકવર ઉપર અવશ્ય લખ્યું પડે છે ઉઘડ ચાલતું નથી. શિરનામાથી જ એ બાબત સિદ્ધ થતી હોવાથી મથાળે નામ લખ્યું નથી તત્ક્ષણ સમજાઈ જાય એવી સ્પષ્ટ વાત છે. ઉત્તર આપવાથી પણ સ્વયં

સમજાય છે એ સાબીત છે આમાં કોઈએ પૂર્વે નહિ સાંભળેલી કે નહિ દેખેલી અદ્ભૂત વસ્તુ નથી કે જેથી તમોને આશ્ચર્ય ઉપજે અને સમજાય નહિ: મને અત્યંત આશ્ચર્ય ઉપજે છે કે સ્પષ્ટ બાબતમાં આવી નકામી ચર્ચા કોને માટે અને શા માટે કરતા હશે. વળી સભાકૃત ઠરાવ મોકલી આપવાનો અધિકાર પ્રમુખ મને હોવાથી મથાળે નામ લખવાનું [illegible] કરવામાં આવ્યું નથી. 'अनुक्रमच्यूहति पांडेतोजनः' એ સાહિત્યાનુસારે તમો વિદ્વાન હોવાથી સ્વયં સમજી શકો છો કે મારે માટેજ અને તે દ્વારા તમામ ત્યાગીઓ માટે છે. મથાળે નામાભિધાન ન હોવાથી અન્યથા અર્થ થવાનો પણ સંભવ નથી. વડતાલમાં કે સભામાં કે પ્રમુખમાં કે તેમણે કરેલા ઠરાવમાં કે મોકલવામાં એવું આશ્ચર્ય ઉપજવું નથી એ સારૂં છે. આચાર્યશ્રીના (૧) પેરેગ્રાફનું અને તમારા પત્રના ૧ પેરેગ્રાફનું લખાણ એકજ અર્થવાળું છે. કશો વિશેષ નથી. આ ઉપરથી એમ જણાય છે કે — તમોએ સ્વબુદ્ધિથી લખ્યું નથી પણ કોઇ એકજ જાતના નટખટી ખટપટી લટપટી વકીલે વગર ફીએ લખી આપ્યું જણાય છે. મથાળે "શ્રીહરિજી" એવો એક મંડળનો ટુંકમાંટુંકો મંગળ માટે લખ્યો છે એ ઉપરથી નામનિર્દેશ વિનાં પણ એમનું ઓળખાણ જણાઇ આવે છે.

△(૨) પેરેગ્રાફમાં—"અમદાવાદ દેશના ત્યાગીઓની દીક્ષા બાબતમાં વડતાલ દેશમાં ત્યાગીઓએ જેહમત ઉઠાવી સભામાં ઠરાવ કર્યો તે કરવાનો તેમને અધિકાર કે હક છે કે કેમ? તે પણ વિવાદસ્પદ છે. કેમકે આ બધુ કામ ધર્મધુરંધર આચાર્ય મહારાજશ્રીઓનું હોય તેમના અધિકારમાં હસ્તક્ષેપ કરવો તે ત્યાગીઓનું ભૂષણ નથી કારણકે કચ્છના કડવા કણબીઓની દીક્ષાનો નિર્ણય બન્ને આચાર્ય મહારાજશ્રીઓએ સહમત થઇને કહેલો છે જે આપણને શિરસાવન્દ્ય હોવો જોઇએ વળી મજકુર નિર્ણય અમારા દેશના અગ્રગણ્ય ત્યાગી સમસ્તે મળીને કરેલો છે તો તે નિર્ણય તરફ અનાદર કે અણગમો આપને બતાવવો જોઇએ નહિ"

એમ સંપ્રદાયના મૂળ પ્રવર્તક અને પ્રવર્ધક ત્યાગીઓની સ્થાપિત નિશ્ચિત સત્તાને સમુચ્છેદિને એકલા આચાર્યની સ્વતંત્ર સત્તા ઉપર ભારે ભાર મુકીને આચાર્ય દત્ત મહંતપદની સાર્થકતા કરી છે.

દીક્ષાદાનમાં આચાર્યશ્રીનીજ સત્તા હોઇને દેશ વિભાગના લેખ પ્રમાણે પોતપોતાના દેશના મનુષ્યને દીક્ષા આપે એમાં આ વિવાદજ નથી. એમાં હસ્તક્ષેપ કરવાનો કોઇને અધિકાર નથી. પરંતુ દીક્ષામાં શાસ્ત્રથી કે વૃદ્ધગુરૂ પરંપરાથી અયોગ્ય ગણેલાઓને તેમજ એક બીજાના દેશનાને દીક્ષા આપવામાં તો વિવાદને સ્થાન છે. આ વાત સત્સંગિજીવન તથા દેશ વિભાગ લેખથી સાબીત છે. વડતાલથી જુદા પડેલા ડભાણવાળાને તમારી ગાદીના આચાર્ય કેશવપ્રસાદજીએ અને પુરૂષોત્તમપ્રસાદજીએ બહુ વર્ષ સુધી દીક્ષા આપેલી એ વડતાલ ગાદીના આચાર્યશ્રી વિહારિલાલજીના ખુદ અધિકારમાં હસ્તક્ષેપ વિક્ષેપકર્તા કર્યો છે. એ વૃદ્ધો જાણે છે. પૂર્વે ન ખપતી ઉતરતી જાતને અમદાવાદ વાળાઓએ સાધું કરવાથી તેમાં વડતાલગાદીના ત્યાગીઓએ વિરોધ કર્યો હતો. અને



તેના પરિણામે બહુ વર્ષ સુધી સદ્દપંક્તિ વ્યવહાર બંધ કરેલો એટલે આ ગાદીનો હસ્તક્ષેપનો વૈમનસ્યકર પ્રથમથી ચાલ્યો આવે છે. તેનું આબેહુબ વર્ણન અને [illegible] ત્યાગીઓ વચ્ચે થયેલા કરારમાં સવિસ્તર છે. જેની નકલ મુદ્રિત આપને મોકલી આપી હતી.

આચાર્યના દીક્ષા આપવાના અધિકારમાં હસ્તક્ષેપ નથી પરંતુ જો દીક્ષામાં અનધિકારીને દીક્ષા આપે તો તેની સાથે [illegible] આવે છે એજ દીક્ષામાં ખરૂ વિરોધી કારણ છે. તે બાબત વૃદ્ધો એ કારમાં "[illegible] દીક્ષા આપીને પંગતમાં બેસારવા તે વિના અન્ય વર્ણને સાધુ દીક્ષા ન દેવી ને પંગતમાંન બેસારવા" આ [illegible] ઉતરતી જાતના પુરૂષને સાધુ ન કરવા. જે કરાવે તેને પાંચસો પરમહંસના સમ છે. ગુરૂદ્રોહી છે વચનદ્રોહી છે. અને જો કોઇ જાણે અજાણે ઉપર લખેલો (૧૭) સાહીયા કરાવે તો તે સાધુને ધોળાં પહેરાવવાં ને સાધુ કરાવનારને પ્રાયશ્ચિત કરાવી પંગતમાં બેસારવો." ઇત્યાદી શુદ્ધ શબ્દોમાં અનુસ્યૂત જણાવ્યું છે. જો આવો અધિકાર ન હતો તો અમદાવાદ દેશના ત્યાગીઓએ વડતાલના ત્યાગીઓને પૂછીનેજ કરવાનો ઠરાવ કેમ કરેલો. અને આચાર્યે પણ વડતાલના આચાર્યની સંમતિ મેળવવાનો અપૂર્વ પ્રછન્ન પ્રયાસ શા માટે કર્યો? એ બહુ વિચારણીય બાબત છે. જો કે દીક્ષા દાનમાં આચાર્યોને અધિકાર છે. પરંતુ પંક્તિ વ્યવહારમાં તો ત્યાગીઓનેજ અધિકાર છે. અને ત્યાગીઓએ કરેલા પંક્તિ બંધારણને બંધાઇ રહેવાનું છે. વળી દીક્ષામાં ત્યાગીઓને બીલકુલ અધિકાર નથી એમ નથી દીક્ષા વિધિમાં 'स्वाश्रितेन सः" એમ પોતાના આશ્રિત ત્યાગીની સન્નિધિ દીક્ષામાં જણાવી છે. આ પણ એક મુદ્દો ત્યાગી અધિકારમાં છે. એ રીતે આચાર્યે અપાતી દીક્ષામાં ત્યાગીઓએ હસ્તક્ષેપ કર્યાના અનેક દાખલાઓ છે. એટલે આવી બાબતમાં હસ્તક્ષેપને દૂષણરૂપ નહિ. પણ ભૂષણ રૂપજ માનવું [illegible]

કચ્છી કડવાઓને દીક્ષા આપવાનો ઠરાવ બન્ને આચાર્યોએ સહમત થઇને કર્યો ઉપરથી તેનું પ્રામાણ્ય નિર્ણીત સાધી શકાય નહિ. અયોધ્યાપ્રસાદજી આચાર્યથી આરંભીને વર્તમાન આચાર્યની અર્ધી અવસ્થા પર્યંત તે સામે પ્રબળ વિરોધ [illegible] અને ત્યાગીઓએ ચાલું રાખ્યા છે. અને એમાં જરૂરી જહેમત જારી રાખી છે. દીક્ષાનાં પુર્વાચાર્ય પાલિત શિષ્ટાચાર પાળનાએ જહેમત ઉઠાવીને પણ જરૂરથી પાળવાનો છે. જો પ્રમાણ પ્રતિપન્ન હોય તો શિરસા વંદ્ય થાય, નહિ તો કાય. વચન, મનથી નિંદ્ય અને અન્તે ભિંદ્ય પણ થાય. દીક્ષામાં આચાર્યોને અધિકાર અપાયો છે. તે વ્યવસ્થિત મર્યાદિત બંધારણીય છે. પરમેશ્વરની સત્તા જ્યારે વ્યવસ્થિત મર્યાદિત છે. તો બીજા જીવોની તો વાતજ શી કરવી? અધિકારને ઉલંઘે તો બ્રહ્માદિ જેવો પણ ધિક્કારને પાત્ર દૂષણ રૂપ થાય. એ અનાદિની રીતિ છે. એને તો અધિકારનો મદ ઉશૃંખલતા કહેવી પડે. અમદાવાદના સામાન્ય સ્વલ્પ ત્યાગીઓએ મળીને કરેલો નિર્ણય, રીવાજ પ્રથા ધોરણ અને પરસ્પર મળીને કરેલા કરારને બાધ કર્તા હોવાથી અને વડતાલગાદીના ત્યાગીઓને પુછ્યા વિના આપખુદ સત્તાથી કરેલો હોવાથી તે તરફ વડતાલ ગાદીના ત્યાગીઓને અનાદર કે અણગમો બતાવવાનો અધિકાર કે હક્ક સંપૂર્ણ છે. પૂર્વે એવા બનાવો બહુ બન્યા

છે. અમદાવાદના આચાર્યશ્રી અને ત્યાગીઓએ દીક્ષા બાબતમાં આપખુદી જે હુકમી સત્તા વડતાલના ત્યાગીઓ ઉપર બલાત્કારથી ઠોકી બેસારવાનો અધિકાર કે હક નથી. જેથી તે અનાદર અને અણગમાના પાત્ર થાય તે સત્ય ઘટના છે. સામાને અનાદર કે અણગમો ઉપજે એવું કામ કરવું છે અને અનાદર કે અણગમો ન કરવાનો ઉપદેશ કરવો એ કોના ઘરની રીત? પોતાને બીજાના અધિકારમાં હસ્તક્ષેપ કરવો છે અને બીજાને ના કહેવી છે એ કઈ રીતનો અધિકાર? જેમાં સામાનો હક કે અધિકાર હોઇને જેને પુછીને જ કામ કરવાનું હોય તેમાં તેને પુછ્યા વિના એકલાએ કામ કરી લેવું અને પછી અધિકાર અનાધિકારની ચર્ચા કરવી એ શું વિષમ વાત નથી? વડતાલના ત્યાગીઓને પુછીને દીક્ષા આપવાની વાત તમો અને તમારા ત્યાગી ગુરૂ વૃદ્ધો વર્ષોથી ઉથાડી કરતા આવ્યા છે અને એમ કરીને કડવાઓને દીક્ષા નહિ આપવામાં વર્ષોથી બચાવ કરતા આવ્યા છે એવા વડતાલવાળાને વિવેક ખાતર પણ પુછ્યા વિના છાની રીતે દીક્ષાદાનનો નિર્ણય એકલાએ કરી લીધો એ શું જો હુકમો ન કહેવાય? અને એથી અનાદરે કે અણગમો શું ન થાય? એ વિચારી જુવો.

વળી જો બંન્ને ગાદીઓ વચ્ચે સહ પંક્તિવ્યવહાર ન હોય તો કશી વિક્ષેપ કારી પંચાત ન આવે. એક બીજાના દેશમાં સર્વ રીતે સર્વકોઈ સ્વતંત્ર રહી શકે તેમ છે. દેશ આચાર્ય, દેવ, ત્યાગીઓ, હરિભક્તો, મંદિરાદિ મીલ્કત, તેના અંગનો વહિવટ, તત્વજ્ઞાન, આચાર, વિચાર, વિગેરે બહુધા બાબતો ઘર મૂળથી જુદી જ છે. એક પંક્તિવ્યવહારમાં મળતાપણું પ્રથમથી રાખ્યું છે એજ વિક્ષેપનું મૂળ છે. માટે પંક્તિ વ્યવહાર સાચવવો હશે. તો વડતાલ ગાદીના ત્યાગીઓનો અધિકાર કે હક્ક અવશ્ય રાખવો પડશે. અને પૂર્વ વૃદ્ધોએ જહેમત ઉઠાવીને પણ રાખ્યો છે, એથી ઉભાંગડ ચલાવાશે નહિ.

△ત્યાગી તરીકેની એક નાત બંન્ને ગાદી વચ્ચે અભંગ હોવાથી તેના સંબંધે બાંધેલું ધોરણ, રીવાજ અને ફૃતકરારો અવશ્ય પાળવાજ પડશે. એમાં અધિકાર અનાધિકારની ચર્ચા નકામી છે.

તમોને આચાર્યશ્રીએ મહંત બનાવ્યા હોવાથી તેમની એકની જ સ્વતંત્ર સત્તાને જે તે કામમાં આગળ ધરો એ સહજ છે. પરંતુ એ સત્તા કેવી બંધારણીય વ્યવસ્થિત મર્યાદિત છે. તે તરફ પણ ધ્યાન આપવાનું રહે છે. "कीलोत्पाटीव वानर:" એની પેઠે સ્વતંત્ર સત્તાતો સ્વાનર્થદાયી હોઇને ત્યાજ્ય છે. આ સંપ્રદાય ત્યાગી મૂલક હોઈને તેમણેજ પોતાની સત્તા ઇષ્ટદેવશ્રીજીની ઇચ્છાનુસાર આચાર્યોને સમર્પેલી છે માટે તેમની પણ સત્તા વ્યવસ્થિત છે. ત્યાગી પંચને પુછીને સાંપ્રદાયિક કાર્ય કરવું એવી શ્રીજીએ આજ્ઞા પણ કરેલી છે. અને અમદાવાદ વચનામૃત ૩માં "અને એ અયોધ્યાવાસી તો બહુ વિશ્વાસી છે માટે કોઇક કપટી હશે તો એમને છેતરી જશે તે સારૂં એમને કોઇક કાર્યનો આદર કરવો હોય ત્યારે મોટેરા પરમહંસ તથા મોટેરા સત્સંગી ગૃહસ્થ તેમને પુછીને તે કામ કરવા દેવું પણ કોઈક એક જણાને કહેવે કરવા દેવું" નહી આ શ્રીજી વચન ઉપર અમદાવાદવાળાએ ખાસ લક્ષ આપવાનો છે.



ગુરૂની આજ્ઞા પાળવાનું કહે છે, તેમ કેટલીક વિરૂદ્ધ બાબતમાં ન પાળવાનું પણ વચનામૃત (લોયા૬) કહે છે, વળી ગુરૂના વચનને પાછું ઠેલવાની યુક્તિ પણ શ્રીહરીએ (સા. ૨.) વચનામૃતમાં બતાવી છે. વળી ધનાદિમદથી અવિવેક કાર્ય અકાર્યને નહિ જાણનારા માર્ગ મુકીને અવળે માર્ગે જનારા ગુરૂનો પણ ત્યાગ કરવાનું વિધાન પણ શાસ્ત્રીય છે. તે આચાર્ય લક્ષ્મીપ્રસાદજી માટે બન્યું છે માટે આ સાહિત્ય પણ લક્ષમાં લેવાનું છે.

આચાર્યે કરેલા કાર્યમાં હસ્તક્ષેપ કરવાની અમને ના કહો છો પણ ખૂબ અને અત્યારે પણ ત્યાગીઓ તરફથી હસ્તક્ષેપો, પાદપ્રક્ષેપ પર્યંતના પારાવાર થયા છે. તે કોર્ટમાં થયેલા અનેક કેસોમાં સુપ્રસિદ્ધ છે. એ કેશો આચાર્યની સત્તા ઓછી કરવા માટે ને સમાજની સત્તા વધારવા માટેના છે.

હાલમાં ક્ષણિક મહંત પદે રહેલા તમોએ આચાર્યની સ્વતંત્ર સત્તાને આગળ ધરીને વડતાલના ત્યાગીઓને દબાવીને દબડાઓ છો તે સ્થાને નથી. વડતાલના આચાર્યની સંમતિ કેવા છળ કપટથી કેવા સંજોગોમાં લીધી છે. તેનો ભેદ એક પેરેગ્રાફથી પ્રથક જણાવીશુ. ત્યારે સમઝાશે કે એની ઉપર કશો આધાર રાખવા જેવો નથી.

વળી અમારા ઠીક ઠરાવને જહેમત ઉઠાવીને કર્યાનું કહો છો. તે ઠીક નથી જેમાં મુળથી શિષ્ટાચાર પ્રથા કે ધોરણ પ્રમાણ નથી એવી સાવ ખોટી દીક્ષા બાબતને દઢ કરવા માટે આપે પ્રથમ જહેમત અકારણ ઉઘડ ઉઠાવી છે. તો વડતાલવાળા ને પણ સત્ય વસ્તુના સમર્થન માટે જેહમત કેમ ઉઠાવવી ન પડે? એ જેહમત પણ આપેજ અમને ઉઠાવરાવી છે. જેહમતમાં દોષ કહેતા હો તો તે તમારો જ પ્રથમ છે. સત્ય વસ્તુના સમર્થનમાં જેહમત ઉઠાવવી પડતી નથી. "सत्यमेव जयति" એવું ઋષિ વાક્ય છે. અસત્ય વસ્તુના સમર્થનમાં જ જેહમત ઉઠાવવી પડે છે. એ લોક પ્રસિદ્ધ છે. અતિઆયાસને જેહમત કહે છે.

વળી એક વાત આ પ્રસંગે પ્રતિબંદી તરીકે કહેવી ઠીક છે. અમદાવાદમાં બે પક્ષો બહુ પહેલેથી પ્રચલિત છે. તેમાં તમો આચાર્ય પક્ષની સામેના પક્ષમાં મણાવો છો. તેથી આચાર્ય સામે થવાના અનેક પ્રસંગો અપરિહાર્ય આવ્યા હશે. તેમાં તેમની આજ્ઞા શિરસા વંદ્ય થઈ નહી હશે. એટલુંજ નહિ પણ ત્રણ કરણથી નિંદ્ય અને ભિંદ્ય પણ થવાનો પ્રસંગ આવ્યો હશે. અને તેથી આચાર્ય અધિકારમાં હસ્તક્ષેપ પણ ત્યાગીઓને દૂષણરૂપ કરવો પડયો હશે. અને ત્યાગીઓયે ભેગા મળીને કરેલા ઠરાવમાં અનાદર કે અણગમો કરવાના બહુ પ્રસંગો આવ્યા હશે. જે રેશનીંગની બાબતમાં તાજો છે. તે રેશનીંગની બાબતમાં કોર્ટમાં ગયેલા કેસમાં પ્રસિદ્ધ છે. આ બધી બાબત ઈતિહાસ માને આલેખેલી છે. એનું વિવેચન કરીએ તો અપ્રકૃત થાય. જેથી કરતા નથી માટે જે તમોએ જે અમને અપકૃત ઉપદેશ આપ્યો, તે "परोपदेशे पांण्डित्य" જેવો અસર કરનાર ન થાય.

આ પેરેગ્રાફના અંતમાં "વળી મજકૂર નિર્ણય અમારા દેશના અગ્રગણ્ય ત્યાગી સમસ્તે મળીને કરેલો છે," એ કથન તદ્દન અસત્ય છે. ત્યાગીયો સમસ્ત હતા નહિ. અને જે હતા તે બધા અગ્રગણ્ય ન હતા. અને વળી અમારા વડતાલ ગાદીના ત્યાગીયોનું તો સત્વ કાઢી નાખ્યું છે, એવા એક તરફી એક દેશી નિર્ણય તરફ અનાદર કે અણગમો થવો જ જોઈએ. આચાર્યની અયોગ્ય આજ્ઞા કે એમણે કરેલો એક તરફી વિરોધી ઠરાવ એ કાંઇ ઈશ્વર આજ્ઞા નથી. કે જેથી અનાદરને પાત્ર ન થાય.

૩ પેરેગ્રાફમાં આ દિક્ષા પ્રકરણના સંબંધમાં પ્રમાણપત્રો–પત્ર વ્યવહારો વગેરેની વ્યવસ્થિત ફાઇલ્સ અમારી પાસે છે. તો તમારે અથવા ગમે તે કોઇ ત્યાગીને આત્મ સંતોષ ખાતર જોવી હોય તો અત્રે આવીને જોઇ જવી. એમ અપ્રમાણ પ્રમાણો અને અપ્રમાણ પત્રો અને પત્ર વ્યવહારની ફાઇલ ઉપર જ સ્વાર્થ સિદ્ધિમાં સઘળો આધાર રાખ્યો છે.

△ કચ્છી કડવાઓને દિક્ષા આપવાના પ્રકરણ સંબંધમાં પ્રમાણપત્રો તથા પત્ર વ્યવહાર વિગેરેની ફાઈલ જોઈ જવાની જણાવો છો. તે જો કડવાઓએ તન–મન–અને ધનના પ્રયાસથી મેળવેલાં સર્ટિફિકેટો. પંડિત પ્રમાણપત્રો, નોટિસ અને અમારા આચાર્યશ્રીની વિધિ વિનાની સંમતિ, અને ભુજના સાધુઓની અર્ધદગ્ધ સંમતિ કડવાઓની અનુઉપયોગી વિનંતી અને અમુક મળતા થોડા અમદાવાદના ત્યાગીઓની અપૂર્ણ સંમતિ વિગેરે હોય તો–વડતાલના કોઈને અત્રથી તત્ર આવવાનો ખર્ચો કરીને જોઇ જવાની જરૂર નથી (કેમકે) તેની નોંધ દીક્ષાદાનના નિર્ણયમાં કરેલી અમે જોઇ લીધી છે. અને તેની પરિક્ષા પણ કરી લીધી છે. આનુષંગિક બીજા પત્રો તો બનાવટી અનેક હશે. તેનું કશું પ્રામાણ્ય જોઇ જવા જેવું નથી એ બધા પત્રોની કેવી અવદશા છે તેની ચકાસણી આચાર્યના ઉત્તરમાં વિવેચનથી થઇ ગઇ છે. તે તમો વાંચી લેજ્યો એથી બીજાં પ્રમાણો હોય તો પ્રસિદ્ધિમાં આવ્યાં જણાતાં નથી જેને પ્રમાણ તરીકે અત્યારે પકડો છો તેનું પ્રામાણ્ય પ્રથમ તો તમોએજ પૂર્વે સ્વીકાર્યું નથી. ઉલટું અપ્રાણભૂત કર્યું છે. તેને જોઇ જવાથી આત્મસંતોષ થવાનો સંભવ નથી. અપ્રમાણને પ્રમાણ માનીને, આપજ એકાન્તમાં આત્મસંતોષ માનીને કૃતાર્થ થઈ રહો. જેમ કોઇ સમુદ્રના મધ્યમાં ડુબતો માણસ અલ્પ તૃણને પકડે તેના જેવું છે. એના અવલંબનથી સમુદ્ર તરી શકાય નહિ. ફાઇલ પણ અમદાવાદ આવીને જોઇ જવાનું જણાવો છો. તે સહેલું નથી તમોએ મહંત પદથી જાહેરમાં મુકી હોત તો બધા ઘેર બેઠાં જોઇ શકત. સંતોષની વાત કરો છો. પરંતુ અપ્રમાણ વસ્તુના દર્શનથી તો ઉલટો અસંતોષ થાય. અમને તો પાંચ પેઢીથી અભ્યસ્ત શિષ્ટાચાર પ્રથા અને શ્રીરણજ પરમ પ્રમાણ હોવાથી આત્મસંતોષ માટે અલં છે. જેમ અનુરોધી પત્રોને બતાવો છો તેમ જેરામ મીસ્ત્રી વિગેરેએ લખેલા વિરોધી પત્રોની વ્યવસ્થિત ફાઇલને બહાર બતાવો તો અમને આત્મસંતોષ માટે પર્યાપ્ત થશે. પ્રમાણપત્રો તો સને ૧૯૪૫ માં છપાયાં ત્યારે અનાદરથી ફેંકી દીધાં હતાં અત્યારે જ્યાં ત્યાંથી વીણી લાવીને ભોળાઓને છેતરવા માટે અને વકીલોને કુટિલ વકીલાત કરવા માટે



ફાઇલ વ્યવસ્થિત કરી છે. તો તમો અને તમારા અનુયાયી ત્યાગીઓ અને હરિભક્તો જોયા કરો. અને આત્મસંતોષ મેળવો. જે પ્રમાણ પત્રોને આગળ ધરો છો તેને અને આ ઉપસ્થિત દીક્ષા પ્રકરણને દશ વર્ષનું અંતર પડે છે દશ વર્ષ સુધી જેનું પ્રામાણ્ય આચાર્યે નથી તેને અત્યારે પ્રમાણ તરીકે માનતા મનાવતા આવો છો તે અમને આશ્ચર્યમય જણાય છે જેનો કશો ઉપયોગ વ્યવહાર પદમાં પણ થાય નહિ. એવી પ્રમાણપત્રોની ફાઇલ વ્યવસ્થિત રાખી કડવાઓ અદ્યાપિ એવાં પ્રમાણપત્રો વહેંચે છે અને પોષ્ટ દ્વારા મોકલે છે. તે મારી પાસે વ્યવસ્થિત પડ્યાં છે. તે જોવાં હોય તો જોઈ જશો.

અમારે તો નગો મહંતજ પરમ પ્રમાણ છે. સાધુ થયા તે વર્ષથી તે ૨૦૧૨ માં થયેલા અપૂર્વ ઠરાવ સુધી કડવાઓને દીક્ષા આપવામાં પરમ વિરોધી હતા. સહીઓમાં આપનીજ પ્રથમ સહી છે. તે જણાવી આપે છે કે આ બધી નવી ઉપાધી આપના મહંતપદને આભારી છે આવી ઉપાધી પૂર્વે કોઈ મહાંતે કરી નથી. આપેજ અગ્રેસર થઇને બીજા બહુધા સ્થાનિક અગ્રેસરોને પૂછ્યા વિના ઉપાધી કરી છે. એમાં અસત્ય નથી. બીજાઓની સહીઓ કરાવી છે. તે આપેજ મળતા પણાથી અને મહંતપદના પ્રભાવથી અને આચાર્યના દબાણથી કરાવી છે. એટલે આમાં સર્વ કર્તા આપજ મૂર્તિમાન છો.

(૪) પેરેગ્રાફ–"વળી વિશેષમાં જણાવવાનું કે સંપ્રદાયના બંન્ને દેશના ધર્મધુરંધર આચાર્ય વચ્ચે દિન પ્રતિદિન વધતો જતો પ્રેમ, વૃદ્ધિ પામતી એકતા અને સમૃદ્ધ થયેલો સંપ કોઇથી દેખ્યો જતો ન હોય તેમજ બંન્ને દેશના સંત, પાર્ષદ, વર્ણી વચ્ચે સ્થપાતુ 'સૌમનસ્ય જાણે કોઇથી ખમી શકાતું નથી તેમ હોય તેવું આ લખાણથી પ્રતિબિંબીત થાય છે." એમ આપનું અપ્રકૃત અનુપયુક્ત અપકથન છે.

આ પેરેગ્રાફ વડતાલવાળાને ઇર્ષ્યાખોર અસૂયાળુ સાબીત કરવા માટે યદ્વા તદ્વા જોડી કાઢયો છે. પ્રેમ એકતા અને સંપનું સ્વરૂપ શું ? અને તેની સ્થિરતા શાથી રહે તે પ્રથમ નીતિશાસ્ત્રથી સમઝવાનું છે. જો તેના ભંગના કારણો બને તો સંપ કે પ્રેમ રહેતો નથી. બન્ને દેશના આચાર્યો વચ્ચે પ્રેમ એકતા અને સંપની વૃદ્ધિ પામતી ક્યારે? કેવી હતી ? તેના જ્ઞાન માટે પૂર્વ ઇતિહાસ તળથી તપાસો તો પરસ્પર અદેખાઈ દુરન્ત દેખાઈ આવશે. પ્રથમ જ્યારે સંપ્રદાય અવિભક્ત હતો ત્યારે પરસ્પર પ્રેમ અને એકતાની સંપત્તિ સમૃદ્ધ હશે. પરંતુ દેશ વિભાગ થયા પછી તો પ્રેમ એકતાનાં વિઘાતક તત્વો અર્થકામાદિ અનેક દાખલ થયાં છે. સ્વોપાર્જીત સઘળી મંદિરાદિ મિલ્કત દત્તપુત્ર આચાર્યને સોંપ્યા પછી નિર્વાહ માટે અર્ધો રૂપીયાની હીન યાચના આશ્રિતો પ્રત્યે શ્રીજીને કરવી પડી છે ગઢડા માટે મોટાભાઈ રામપ્રતાપજી રીસાઈ ગયા તુચ્છ રીંગણા માટે અને સામાન્ય કંઠી માટે કોપાયમાન કરેલા ઈત્યાદિ અનેક વિગ્રહો શ્રીજી સાથે થયેલા વધુમાં મિથ્યા અપવાદો અસહ્ય આપેલા એ કારણોથી ઉદાસીન થયેલા શ્રીહરિ સ્વલ્પ આયુષ્યમાં સ્વધામ

સીધાવી ગયા. આ બધી અણછાજતી બાબતો વાર્તા પુસ્તકોમાં અને વૃદ્ધગાથામાં ગવાતી આવે છે. જ્યારે શ્રીજીના સંનિધિમાં બન્ને આચાર્યો વચ્ચે પ્રેમ એકતા સંપ ન હતો તો પાશ્ચાત્યની શી વાત કરવી. તે પછીના આચાર્યો વચ્ચે શિષ્ય-વિત્ત અને ક્ષેત્રાદિ માટે વિગ્રહો જાગ્યા છે. અને તે વિગ્રહમાં સંપ્રદાયના ધાર્મિક લાખો રૂપીઆ કોર્ટ વિગેરેમાં ખર્ચાયા છે છપૈયાની જમીનના એક ટુકડા માટે બન્ને ગાદીએ લાખ ઉપર રકમ ખર્ચી છે.

વડતાલથી કોઈ યોગ્ય કારણે જુદા પડેલા સાધુઓએ ડભાણ ગામે કરેલા મંદિરમાં મૂર્તિ પ્રતિષ્ઠા માટે અમદાવાદના આચાર્ય કેશવપ્રસાદજી હાથી વિગેરેની અસ્વારી લઈને સંવત ૧૯૪૩માં ત્યાગી હરિભક્તના સંઘ સાથે આવીને મૂર્તિ પ્રતિષ્ઠા કરી ગયેલા વધુમાં મદદ માટે પચાસ હજાર રૂપીઆ અમદાવાદથી આપેલા અને ડભાણવાળાઓને સાધુ દીક્ષા આપતા. વળી પુરુષોત્તમ પ્રસાદજી મૂર્તિમાન શિવની પ્રતિષ્ઠા કરવા માટે સં. ૧૯૫૧માં તૈયાર થયેલા અને એમનો રસાલો પણ ડભાણ આવી ગયેલો પરંતુ કાયદાનો આશ્રય લઈને તેમને અધવચ અટકાવી દીધેલા. દેશ વિભાગના લેખની શ્રીજીની આજ્ઞા કે જે એકબીજાના દેશમાં જવું નહિ અને દીક્ષા આપવી નહિ. તેનો છડેચોક ભંગ થયો છે. આવા વૈમનસ્ય વિગ્રહ વૈરના સ્થાનભૂત કેશોમાં પ્રેમ એકતા અને સંપને સ્વલ્પ પણ સ્થાન રહે ખરૂં? એનો અંકુર પણ ઉદ્‌ભવી શકે નહિ. આ બાબત વડતાલ આચાર્યના અધિકારમાં અમદાવાદવાળાએ મહાન હસ્તક્ષેપ કરેલો છે હવે બીજાને શું જોઈને કહો છો. આથી વડતાલવાળાઓને અનાદર કે અણગમો શું નહી થયો હોય? તે એકાંતે વિચારશો આ બધી બાબત આચાર્ય વિહારિલાલજીની હયાતીમાં બની છે.

△ જુની વાતને કોરે મુકીને નવી તાજી વાત કરીએ વર્તમાન આચાર્ય શ્રી આનંદપ્રસાદજીને દત્તવિધાન કરવાનો વિચાર આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજીએ કરેલો તેને અટકાવવા માટે કેટલાક વિરૂદ્ધપક્ષના ત્યાગી હરિભકતોએ વાદી બનીને નડીઆદ કોર્ટમાં દાવો કરેલો વિમુખ કુંજવિહારી પ્રસાદજીના પુત્ર પણ વિમુખ કહેવાય એવું નિમિત્ત જણાવીને મનાઈ હુકમ માગેલો આ કેસમાં અમદાવાદના પુ. નંદકીશોરદાસજી વિગેરે ત્યાગી અને હરિભકતો વિરૂદ્ધમાં સાક્ષી તરીકે આવેલા આવા કોર્ટ સુધીના ભારે વિગ્રહમાં એકતાને સંપની કયા પસ્તાવમાં ગંધ પણ રહે ખરો? તે વિચારી જુવો. આતો વૈમનસ્ય વિગ્રહ અને વૈરનાં ચોખ્ખાં કારણો છે આ વૈર મોટાભાઈ આનંદપ્રસાદજીના આનંદ પ્રસાદ માટે થાય ખરૂં? દિવા રાત્રી જેમ એમ ભેળાં રહી શકે નહિ. કેમકે બંન્ને વિરોધી વસ્તુઓ છે. કદાચ કોઈ વખતે સંમેલન થયું હશે અને તેનાં સંસ્મરણો લખાયાં હશે. પણ અંતરતો જુદાંજ શુષ્ક રહ્યાં છે. "यूयं यूयं वयं वयम्" એમ અન્તે બન્યુ છે "नास्ति संमति रस्माकं युस्माकं च परस्परम्" ઉપરની બાબત વર્તમાન આચાર્યશ્રી આનંદપ્રસાદજી માટે બનેલી છે. આ વાત પણ જુની થઈ ગઈ છે.

તાજી વાત કરીએ અમારા મહારાજશ્રીએ વૃદ્ધ ત્યાગી હરિભકતોને પુછીને એવો નિર્ણય લીધેલો કે-આફ્રિકા દેશ દક્ષિણ દિશામાં આવેલો હોવાથી દેશ વિભાગની સુક્ષ્મ



દૃષ્ટિએ જોતાં વડતાલ ગાદી તળે આપો આપ આવે છે. આ નિર્ણય આફ્રિકા મોકલાતા શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસને લખી આપેલા મહોર છાપના પત્રમાં પણ પ્રથમજ પ્રદર્શાવ્યા છે. અને આ નિર્ણયને અનુસારે વડતાલ કમીટીએ પણ એવો ઠરાવ કર્યો છે. અને તે ઠરાવ વડતાલના આચાર્ય દ્વારા અમદાવાદના આચાર્ય ઉપર અમલ થવા માટે મોકલવાની વ્યવસ્થા કરી છે. એનો કશો જવાબ અદ્યાપિ મળ્યો નથી. આ નિર્ણયને અનુસરીને આચાર્યશ્રીએજ પોતાના દેશના સાધુ પુ. ઘનશ્યામદાસ તથા ગવૈયા શ્રીવલ્લભદાસને અનુજ્ઞાપત્ર લખી આપીને મોકલેલા. અને તે કાના ઉઘરાણું ઉઘાડું કરાવેલું અને મળેલા રકમની વહેંચણી માટે બન્ને વચ્ચે ચકચાર કરેલી. વળી ગવૈયા તરીકે પ્રસિદ્ધિમાં આવેલા અમદાવાદના સ્વામી શ્રીવલ્લભદાસજીએ આફ્રિકા, સીલોન, મુંબઈ મદ્રાસ, કલકત્તા આદિક વડતાલ ગાદીના ગામોમાં ઉઘરાણું કરીને મુંબઈમાં સંગીત આશ્રમ બાંધ્યો તે તેમાં તેઓ મંડળ સાથે રહે છે તેમાં ગાવનપ્રિય અમદાવાદના આચાર્યશ્રીએ તેમ કરવાના પરવાનગી આપી છે એમ પણ જાણવામાં આવ્યું છે આ સઘળું દેશવિભાગ લેખની શ્રીજી આજ્ઞાના ઉલ્લંઘનરૂપ છે એવી ચર્ચા પણ સુધામાં બહુવાર આવી ગઈ છે કહો હવે આથી મોટાભાઈ આનંદ પ્રસાદ પામશે ખરા? અને બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સૌમનસ્ય રેહશે ખરૂં? એ વાત પણ જરા જુની થઈ ગઈ છે. હાલમાં પોતેજ આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજીએ પોતાના લાલજી તેજ ઈન્દ્રપ્રસાદજીને મોકલવાની છાની ખટપટ કરીને એકદમ બહુ ધામધુમીથી મોકલી દીધા એમાં મોટાભાઈને પુછવા જેટલો પણ વિવેક કર્યો નથી અને સાથે ભોમીયા પુ. ઘનશ્યામચરણદાસ તથા માજી મહાંત નમો નારાયણપ્રસાદજી અને બીજા પાળા, કાલભારી રાવજીભાઈ વિગેરેને મોકલ્યા હતા મોકલવાનું કારણ એ છે કે:-નૈરોબીમાં જુના મંદિરને અડીને જુદું બાઈઓનું નવું મંદિર કરાવ્યું છે. તેમાં મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ છે. એ વિધિ પતાવીને કંપાલા-મોમ્બાસા-દારેસલામ. વિગેરે મોટાં શહેરોમાં ભવિષ્યના આચાર્ય તરીકે ફર્યા, પૂજાયા-અને આરતીઓ ઉતરાવી અને ભેટો લીધી. એમ કરીને આફ્રિકા દેશ વડતાલ ગાદીનો નહિ પણ અમદાવાદ ગાદીનો છે. એવો ચોકખો દેખાવ કરી નાખ્યો. અને લાલજીના ફોટા સાથેના વિવેચનભર્યાં સંસ્મરણો પણ છપાવી પ્રસિદ્ધિમાં મુકયાં આ બધી જહેમત મોટાભાઈ આનંદપ્રસાદજી સાથે પ્રેમ, એકતા, અને સંપની સમૃદ્ધિ માટે ઉઠાવી છે? અને આ મોટાભાઈના અધિકારમાં હસ્તક્ષેપ નથી થયો? હશે આ આફ્રિકા વિહરણ આહરણથી ભવિષ્યના આચાર્ય તરીકે જાહેર થયેલા લાલજી શ્રી તેજન્દ્રપ્રસાદજી મહારાજ અને લાલજી શ્રીનરેન્દ્રપ્રસાદજી વચ્ચે પ્રેમ, એકતા, સંપ રહેશે ખરો. એક તેજ ઇન્દ્ર છે. અને એક નરેન્દ્ર છે. પ્રસાદ તો બંન્ને છે.

આ અવસરે એક તાજી બહુ ઝીણી વાત કહીએ તો શોભતી આવે એવી અતી બંડીયા છે. પચાસ વર્ષોથી વિમુખ કરીને સંપ્રદાયમાંથી બહાર કાઢી મુકેલા બોચાસણવાળાએ આફ્રિકા મોંબાસામાં મંદિર કરાવીને પોતાની માન્યતા મુજબની મુર્તિઓ ગુણાતીતાનંદ જાગા પ્રાગા ભક્ત વીગેરેની પધરાવવાનું મુહુર્ત નકકી કરેલું તે પ્રસંગ ઉપર આફ્રિકાવાસી સર્વ હરિભક્તો ઉપર અમદાવાદના વર્તમાન આચાર્યશ્રીએ સને ૧૯૫૫ માં

હજુર જાવક નંબરથી અને પોતાના અંગ્રેજીમાં સહીથી એક ભલામણ પત્ર બોચાસણવાળા પટેલ હનુમાનભાઈ દાદુભાઈ છગનભાઈ વીગેરેને લખી આપેલો કે "તમારે સર્વએ પ્રતિષ્ઠામાં સાથ સહકાર આપેલો એથી અમો રાજી થઈશું અને એ સત્સંગીવર્યો આફ્રિકામાં સત્સંગ પ્રચાર કરી રહ્યા છે" વીગેરે શબ્દો લખ્યા છે આ પત્રની આબેહુબ નકલો હજારો છાપીને તે લોકોએ આફ્રિકામાં વહેંચી એ ઉપરથી આફ્રિકામાં વસતા મણીનગરવાળા નૈરોબીવાળા વીગેરે [illegible] બોચાસણવાળાને શીખર માનનારા ન હતા તેઓ આશ્રય [illegible] અને કેટલાએ તે વિમુખોને સાથ સહકાર આપ્યો નહિ.

વળી બોચાસણવાળા સ્વા. ના. પ્રકાશ માસિકમાં ધ-ધુ. આચાર્ય દેવેન્દ્રપ્રસાદજી મહારાજનો ફોટો છાપી મુકીને નીચે, "જેમણે પૂ. યોગીજી મહારાજ. સંતો તથા સમગ્ર યાત્રાના સંઘના અતિભાવભીના સ્વાગત માટે ખાસ વ્યવસ્થા કરી હતી." આવા શબ્દો લખ્યા છે, એ ઉપરથી એવો પુરાવો કે દેખાવ થાય કે બોચાસણવાળા અમદાવાદ ગાદીના આશ્રિત છે. અને એમના આચાર્ય અમદાવાદ ગાદીના છે. એમ બન્ને એકજ અભિપ્રાયના છીએ. આવો સંસર્ગ સંપ્રદાયસ્થ આચાર્યો કે ત્યાગી, હરિભક્તોએ બાહ્યસ્થ સાથે ન રાખવો જેમાંએ એ મુદ્દાની વાત છે કહો હવે આવા દ્વિભાષી આચરણથી વડતાલ ગાદીના આચાર્યશ્રી. ત્યાગીઓ અને હરિભક્તોનો પ્રેમ એકતા સંપ કે સૌમનસ્ય અમદાવાદ ગાદીના આચાર્ય ઉપર રહે? એ વિચારવાનું છે. આવી તો અનેક વિમુખ વાતો છે. (આ તો એક ચેતવણી માટે છે.)

△ હવે આવી એક તરફી આપખુદી સત્તા બહુમતથી જમાવાની હોય ત્યાં આચાર્યો વચ્ચે વૃદ્ધિ પામતો પ્રેમ કે એકતા કે સમૃદ્ધ સંપ પણ દૂર પલાયન કરી જાય. આ બધું અમને અવળો અપવાદ આપતા આપજ અંતરમાં વિચારી જોશો. તો સ્પષ્ટ જણાઈ આવશે. જો આ આફ્રિકા પ્રશ્ન વિવાદ ગ્રસ્ત છે એમ માનતા હો તો તેનો નિર્ણય બન્ને દેશના પ્રામાણીક સત્સંગીઓને મેળવીને કરાવાની શ્રીજીની આજ્ઞા છે. તે પણ પાળવામાં આવી નથી.

વડતાલ ગાદીપતિ મોટાભાઈ આનંદપ્રસાદજીને પુછવામાં આવ્યું નથી. એકદમ આફ્રિકા પ્રત્યે ચઢાઈ કરી છે. વળી તમો સૌથી પહેલ વહેલાજ મિત્ર બળદેવપ્રસાદદાસ અને ગવૈયા શ્રીવલ્લભદાસજી સાથે આફ્રિકા ઉઘરાણા માટે જઈ આવ્યા હતા, તમારા વચ્ચેનો પ્રેમ એકતાને સંપ અકૃત્રિમ અભેદ્ય સૌ કોઈ માનતા હતા તે પણ અંતે રહ્યો નહિ રેશનીંગની બાબતમાં તમે અને બળદેવપ્રસાદદાસજી સામસામા પુરવાની વ્યવસ્થિત ફાઈલો લઈને કોર્ટમાં હાજર થતા હતા ત્યાં પ્રેમ એકતા રહી શકી નહિ. તો આવી આપખુદીમાં સંપ કે પ્રેમને સ્થાન રહે ખરૂં? હાલ આફ્રિકા પ્રયાણમાં તો તમોજ. અગ્રેસર હોઈને આફ્રિકા પ્રત્યે સાથે જઈને ઉપરથી વર્તતા પ્રેમાદિકને વિચ્છેદનારા થયા છો. એમાં બીજા તો સહકારી બન્યા હશે, આફ્રિકાની ચઢાઈ આપને આભારી છે. હવે બન્ને આચાર્યો વચ્ચેના પ્રેમ અને એકતાને અમારાથી દેખી શકાતો નથી કે તમારાથી? તેની તુલના કરો.



બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સ્થપાતા સૌમનસ્યની વાત કરો છો. પણ દૌર્મનસ્ય થવામાં ઉપરનાં જ પ્રથમ કારણો છે. એથી જ ત્યાગીઓ વચ્ચેનો પ્રેમ એકતામાં ગાબડાં પડયા કરે છે. ત્યાગીઓમાં પરસ્પર સૌમનસ્ય કદાચિત જણાતું હશે પરંતુ તે તો ક્ષણીક સ્વાર્થાનુબંધી હોઈને તુરત તુટી જાય છે. આ સૌમનસ્ય ધર્મજ્ઞાન સંબંધિ હોય તો તેને કોણ ન દેખી શકે? પરંતુ આ તો વાણીમાત્ર છે. દૌર્મનસ્ય ઉપજે એવા કારણો કે જે અત્યારે દીક્ષા અને આફ્રિકા બાબતમાં થયાં છે. તેને સ્વયં ઉપસ્થિત કરે-કરાવે-અને પછી સૌમનસ્ય કાયમી રહે ખરૂં? બંન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે તમોને સૌમનસ્ય જણાતું હશે તે તો લેવડ દેવળનું કે શેરદલાલી વિગેરેનું હશે સાત્વિક કે સામાજીક કે તત્વજ્ઞાન બાબતનું નથી અમારા આખા ઠરાવનું પ્રતિબિંબ ઈર્ષ્યા અસૂયામાં પડતું હોય તો સુખેથી પડવાદ્યો. અમે શું કરીએ? એમ વડતાલના ત્યાગીઓનું આખું લખાણ ઈર્ષ્યાખોર અસૂયામૂલ મત્સરગ્રસ્ત છે. એમ તમારૂં મિથ્યા અપવદવું છે.

આ પેરેગ્રાફમાં વિશેષતઃ જણાવેલી બાબત ચાલુ પ્રસંગમાં કશા ઉપયોગની નથી ફક્ત અમને ઈર્ષ્યા ખોર અસૂયાળુ-મત્સરી ઠરાવા માટે એમ તેમ ગોઠવી કાઢેલી છે એજ એમાં વિશેષ છે. બીજો ઉપયોગી પ્રેમ કે એકતા રહે એવો વિશેષ જણાવ્યો નથી. દિન પ્રતિદિન વધતો જતો પ્રેમ અને એકતા અને સમૃદ્ધ સંપ આચાર્યોમાં પરસ્પર જણાતો હોય તો અમને કશી હરકત નથી ખુબ રાજી થઈશું. અદેખાઈ નહિ કરીએ. પરંતુ અમને ઉપરનો જુનો ઇતિહાસ જોતાં "केनदृष्टं श्रुतंवा" એવું જુદુ જણાય છે. બન્ને દેશના ત્યાગીઓ વચ્ચે સ્થપાતા સૌમનસ્યના ભંગનાં બે તાજાં કારણો દીક્ષા પ્રકરણ અને આફ્રિકા પ્રકરણ બન્યાં છે. તે આપના મહંત પદને આભારી છે. બીજા બિચારા ત્યાગી હરિભક્તોને તો તમોએ નિમિત્ત માત્ર બનાવ્યા છે.

પારકો ઉત્કર્ષ દેખી ન શકાય એને ઇર્ષ્યા કે અસૂયા કહે છે. આખો અપવાદ અમારા ઠરાવના લખાણ ઉપર અને ઠરાવ કર્તા ત્યાગીઓ ઉપર આવે છે. જેવું બિંબ હોય તેવું પ્રતિબિંબ પડે. તમારૂં લખાણ આખું જ ઈર્ષ્યા અસૂયા વાળું મુર્તિમાન છે. બંન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સૌમનસ્ય વર્ષોથી સ્થપાતું ચાલુ સાધુ દીક્ષામાં હતું પરંતુ આપના મહંતપદમાં નવો એક તરફી ઠરાવ કરીને કડવાઓને દીક્ષા અપાવીને તેનો ભંગ આપના હસ્તક જ થયો છે. એટલે સૌમનસ્યના ભંજક તમોજ પ્રથમ બન્યા છો. અને એમાં એનો વડતાલ ગાદીના ત્યાગીઓ પ્રત્યે ઈર્ષ્યા અસૂયાદિકનો ઉપયોગ થયો છે. એ સ્વયંસમજી શકાય એવી ચોકખી વાત છે. કડવાઓને દીક્ષા આપવાની બાબતમાં વડતાલવાળાને પુછીને કરવું નહીતો વિક્ષેપ થાય એમ તમારા વૃદ્ધ ત્યાગીઓ અને આચાર્યો અને હરિભક્તો ઈચ્છતા હતા એમ છતાં વડતાલ વાળાને વિવેક ખાતર પણ પુછવામાં આવ્યું નથી એજ દૌર્મનસ્યનું પરમ કારણ બન્યું છે निष्फलं क्लेश बहुलं सन्दिग्ध फलमेवच नकर्म. कुर्यान्मतिमान् सदा वैरानुबन्धि च ॥ એ નીતિને અનુસારે સદા વૈરાનુબન્ધિ બન્યુ છે.

અમારી ઉપર આચાર્યો વચ્ચેના પ્રેમાદિકને વિઘાત કરનારા અને ત્યાગીઓ વચ્ચે સૌમનસ્યને તોડનારા એવો મિથ્યા અપવાદ આપ્યો છે. તેથી જ અમારે ખરૂં જોતાં

મોટાઓનો દોષ ન કહેવો જોઇએ છતાં તેમ કરીને અમારે તમારા આ અપ્રકૃત અર્થવાળા પેરેગ્રાફનો જવાબ બહુ દુઃખથી આપવો પડ્યો છે પોતાનો દોષ કોઇ જોતો નથી.

"सहजान्धदृषः स्वदूर्नये परदोषेक्षण दिव्यचक्षुषः" એમ છે.

૫ "આ ઉહાપોહ સંપ્રદાયના કોઇપણ અંગના હિત માટેનો નથી. કદાચ કોઈ એવું માનતા હોય કે આથી સંપ્રદાયની સેવા કરી રહ્યા છીએ. કે શુદ્ધિનો સંદેશો પહોંચાડી રહ્યા છીએ. પરંતુ આ પ્રયાસથી કેવળ કુસેવા થઇ રહી છે, એવું અમારૂં માનવું છે" આ રીતે મનમ.ની માન્યતાને આગળ ધરીને વડતાલ પીઠના સમસ્ત ત્યાગીઓએ મતભેદ વિના કરેલા સર્વાંગ ઉપયોગી વ્યાજબી ઠરાવને ઉહાપોહની ઉતરતી ઉપમા આપીને તેને સંપ્રદાયને અહિતકર અશુદ્ધિકર કુસેવાકર ઠરાવવા માટે જેહમતથી ગોઠવી કાઢેલ જણાય છે. પ્રકૃતમાં અનો લવલેશ ઉપયોગ નથી. સંપ્રદાયના વ્યવસ્થિત ધર્મતત્વની દૃષ્ટિએ વિચારે તો આ દીક્ષા પ્રકરણનો ઉહાપોહ આખા સંપ્રદાયના બહુ વિધ હિત માટેનો મહત્તમ છે. આ ઉહાપોહ નથી પણ એને અંતે સિદ્ધ થતો નિર્ણય સર્વમાન્ય છે. સંપ્રદાય શો છે? અને એનું હિત શું છે. અને એની મર્યાદા શી છે. એટલું સમજે તો આ ઉહાપોહ બીલકુલ ખોટો નથી. પણ સર્વજીવહિતાવહ સત્ય છે. તર્કવિતર્કને ઉહાપોહ કહે છે. આ દીક્ષા અંગેનો ઉહાપોહ અમોએ સ્વતઃ ઉપાડેલો નથી પણ તમારા ઉહાપોહનો ખરો અનુયાયી છે. તમોએ પ્રથમ ઉપાડયો તેની પાછળ અમારે ઉપાડવાની ઇચ્છા ન છતાં ફરજ પડી. એટલે એમાં પ્રથમ ઉપાદાન કારણ તમો છો. આ ઉહાપોહ પણ અમોએ નવો ઉપજાવ્યો નથી પણ પરંપરાગત પ્રમાણ પ્રતિપન્ન છે. પૂર્વ વૃદ્ધોએ આલોચ્ય ઉહાપોહ ઉન્નત ઉપાડયો હતો. તે શું સંપ્રદાયનાં સર્વ અંગોને હિતકર થયો ન હતો? અથી શું અહિત થયું હતું? તે પૂર્વાપર વિચારીને બોલો. પૂર્વે દીક્ષામાં આવેલી અલ્પ અશુદ્ધિને અટકાવવા માટે બહુ વર્ષ પર્યંત પંક્તિ વ્યવહાર બંધ કરેલો. તે ૧૯૫૮મા બન્ને ગાદીના અગ્રેસર ત્યાગીઓ એકમત થયા સમાધાનીયા કરાર ભવિષ્યમાં દીક્ષામાં અશુદ્ધિ ન આવવા માટે કર્યો તે શું સંપ્રદાયના સર્વ અંગોના હિત સેવા માટે થયો ન હતો? અને અહિતકર કુસેવાકર કહિ શકાશે? અમદાવાદ ગાદીના પૂર્વાચાર્યો અને વૃદ્ધ ત્યાગીઓએ પ્રયાસથી દીક્ષામાં અશુદ્ધિ ન આવવા દેવા માટે પાંચ પેઢી પર્યંત ઉગ્ર ઉહાપોહ ચાલુ રાખ્યો હતો. તે શું સંપ્રદાયનાં અંગોને અહિતકર કહી શકશો? આધુનિક આપણે એમ કહેવાની નિર્લજતા વાપરીએ. તો આપણે કેવા (નાસ્તીક) ગુરૂદ્રોહી કહેવાઇએ? હિતા હિતનો કે સેવા કુસેવાનો શુદ્ધિ અશુદ્ધિનો નિર્ણય શિષ્ટાચાર રિવાજ પ્રથા અને ધોરણથી કરી શકાય છે. તે આપણે નવો કરવાનો નથી. શિષ્ટાચારને પણ વેદવત્ પ્રમાણ માન્યો છે. હિતસ્વી તેઓએ જે આચાર પેઢીઓ ગત પાળ્યો છે. તેજ પશ્ચાજ્જનોએ પાળવાનો છે. અમારે તો અમદાવાદ ગાદીએ પાંચ પેઢી પર્યંત જેહમતથી પકડી રાખેલો ઉન્નત ઉહાપોહ જ પરમ પ્રમાણ છે. બીજું સોધવાની શા માટે મહેનત કરીએ, અત્યારના અનાચારથી તો પૂર્વજોને માથે દોષારોપણ થાય છે કે. એમણે ઉહાપોહ પાંચપેઢી સુધી કરીને સંપ્રદાયનાં અંગોનું અહિત અને કુસેવા અશુદ્ધિ કરી છે. આવુ દોષારોપણ આપણે કરીએ તો પાકા વિરોધી ગુરૂદ્રોહી ઠરીએ. અત્યારનો દીક્ષા



પ્રકરણનો ઉગ્ર ઉહાપોહતો આપ મહંત સ્વામી પદને આભારી છે. તે પહેલાં અલ્પ અવ્યક્ત હશે પણ દબાઇ ગયેલો મુલતવી રહેલો હતો.

△ બન્ને ગાદીના હિતસ્વી આચાર્યો અને ત્યાગી વૃદ્ધોએ સંપ્રદાયની શુદ્ધિ માટેની બળવંત પીઠિકા સુદૃઢ સ્થાપીને તેનો હિતકર સંદેશો સંપ્રદાયભરમાં પહોંચાડ્યો છે. "મજકૂર નિર્ણય અમારા દેશના અગ્રગણ્ય ત્યાગીઓએ મળીને કરેલો છે." એમજે કહો છો તે ખોટુ છે. સમસ્ત ત્યાગીઓની સહીઓ નથી. ને જેની સહીઓ છે. તે બહુધા અગ્રગણ્યનથી. સામાન્ય ત્યાગીઓની સહીઓ છે. એમાં મહારાજના સેવકોની સહીઓ છે. તેમાં બાળકો છે. ને એક તો કડવા કણબીની સહી છે. એટલે આમાં પોલ પુષ્કળ છે. તેથી અનાદર ને અણગમાના પાત્ર છે એકલા અમદાવાદ ગાદીના ગણ્યાગાંઠ્યા ગણ્યાગાંઠ્યા વિનાના ત્યાગીઓએ કરેલા નિર્ણય તરફ વડતાલના ત્યાગીઓ અનાદર કે અણગમો રાખે એ સંભવિત જ છે. વડતાલના ત્યાગીઓને પુછીને તેમની સહીઓ લઇને કર્યું હોય તો તેઓ અનાદર કરી શકે નહિ આતો બધુ ઉઘડ ઉભાંગડ ઉટાંગ છે.

એ બહુ જુની પ્રણાલિકા પ્રચલિત છે. તેને અવગણીને અત્યારે તેના વિરૂદ્ધનો ઠરાવ નૂતન જેનમતથી કરીને તેનો સંદેશો દેશદેશ પ્રત્યે કડવાઓ દ્વારા છાપીને મોકલાવ્યો. તો અમારે પણ ઇચ્છા ન છતાં વૃદ્ધમાન્ય અશુદ્ધિનો સંદેશો મોકલવાની ફરજ આવી પડી તે બજાવી છે. પાંચ પેઢી સુધી જેને અહિત અને કુસેવા ને અશુદ્ધિ સ્વયં સમજીને કડવાઓને દીક્ષામાં પ્રવેશ આપ્યો ન હતો, એજ તમો પ્રવેશ આપીને અત્યારે હિત શુદ્ધિ અને સેવાની અવળીચર્ચા ચોગાનમાં કરવા ઉઘાડા પડયા છો. તે સ્વાચરણથી વિરૂદ્ધ હોઇને વ્યાજબી ન્યાય સર નથી શિષ્ટોએ જેને હિત કે સેવા કે શુદ્ધિ તરીકે સ્વીકાર્યું છે. એજ આપણે સર્વકોઇએ અનુસરવાનું છે. નવું સર્જવાનો અધિકાર નથી. હરિજન મંદિર પ્રવેશ અટકાવવાની જે જબરી જહેમત તન મન ધનના પ્રયાસથી લીધી છે તે સંપ્રદાયની શુદ્ધિ અને હિત સેવા માટેજ છે. જો એમ ન માનીએ તો પૂર્વાચાર્યોએ પાંચ પેઢી સુધી કરેલી એવી સેવાને કુસેવા કહેવી પડશે. ઉપરની દીર્ઘ દૃષ્ટિએ દેખીએ તો પાંચ પેઢી સુધી કરેલો દીક્ષા વિરોધી ઉહાપોહ કુસેવામાં અને કુહિતમાં પર્યવસાન પામનારો ઠરે છે. ત્યારે તો તમો વિગેરે આધુનિકોએ કચ્છી કડવા કણબીઓની અહિતર કુસેવાજ કરી છે એમ સ્વયંસ્વીકારી લ્યો. આપની અત્યારની દૃષ્ટિએ જોઇએ તો પૂર્વાચાર્યો અને ત્યાગી વૃદ્ધોએ જે કચ્છી કડવાઓને દીક્ષામાં પ્રવેશ આપ્યો નથી તે તેમણે સંપ્રદાયમાં સર્વ અંગોને અહિત કરનારી કુસેવાજ કરી છે. એમ અનીચ્છાએ પણ માનવાનો પ્રસંગ આવશે. જેને અત્યારે અહિત–અશુદ્ધિ અને કુસેવા કહો છો. તે વડતાલવાળાને આપેજ વારસામાં સોંપી છે. તે સ્વતઃ ન હતી. અમને અતિશે આશ્ચર્ય એ ઉપજે છે કે– આપણે પરસ્પર વિરૂદ્ધ શું કરી રહ્યા છીએ, કે જેથી કુસેવા અને અહિત અશુદ્ધિનો અપવાદ પૂર્વાચાર્યો અને પૂર્વ ત્યાગીઓ ઉપર આરોપી રહ્યા છીએ. આતો અત્યંત શરમાવા જેવું છે. પૂર્વાવસ્થામાં આપણે શું કરી રહ્યા હતા. અને અત્યારે શું કરીએ છીએ તેનું અનુસંધાન રાખવું જરૂરી છે. શિષ્ટોએ બાંધેલી સંપ્રદાય શુદ્ધિની બળવંત પીઠિકાને ખોદીને તોડી નાખવાનો પ્રયત્ન છે. તમોએ કડવાઓને સાધુ

દીક્ષાદાન માટે નૂતન ઠરાવ તા. ૩-૪-૫૫ ના રોજ કર્યો છે. ત્યાં સુધી પ્રબળ વિરોધ અમદાવાદ દેશથીજ પરંપરાથી પ્રચલિત હતો. એમાં હવે અમને દોષદેવાનો નથી પાકી વિરોધી અવરોધીતો અમદાવાદ ગાદીજ હતી. અમને વૃથા અપવાદ આપો છો, તમો ગમે તેમ માનો અને કરો પરંતુ વસ્તુ સ્થિતિતો ઉપર પ્રમાણેની છે. સ્વમાન્યતા પ્રમાણભૂત ન કહેવાય પૂર્વ વૃદ્ધોએ શું કર્યું છે. તે જાણીનેજ પોતાની માન્યતા નક્કી કરવાની છે. આ પેરેગ્રાફ તમોને અધિક ખુલ્લું ખરું કહીએ તો "ચોર કોટવાળ ને દંડે" એવો અવળો છે. જે બાબતમાં સરખા હોય કે સરખો પરિહાર આવતો હોય એવી બાબતમાં એકને પ્રત્યાક્ષેપ કરવો જોઇએ નહી એ નીતિ અનુસરણીયા છે.

પ્રબળ પ્રમાણ પ્રતિપન્ન બાબતને ખોટી કહેવી એ તો સૂર્યને ખોટો કહેવા જેવું મોટું સાહસ કહેવું પડે એથી કહેનારજ ખોટો ઠરે છે, બીજાની વાત બાજુ રાખો તમારી પાંચ પેઢીથી પ્રચલિત રિવાજ પ્રથા ધોરણ અને શિષ્ટાચારની વિશુદ્ધ વિશાળ દષ્ટિએ વિચારીએ તો આપો આપ જણાય આવશે કે તા. ૩-૪-૫૫ ના રોજ જે ઉહાપોહ કડવાઓને દીક્ષા આપવાનો અકસ્માત અવિચારીત કર્યો છે, તે તદ્દન ખોટો છે. એમાં અમારે કશું સાધવાનું રહેતું નથી. વડતાલની ગાદીએ પરંપરા પ્રચલિત રિવાજ પ્રથા ધોરણ અને શિષ્ટાચાર તમારી ગાદી જેવોજ અદ્યાપિ પ્રચલિત છે. પરંતુ તેને સાચું માનવા માટે આનાકાની અત્યારે કરો છો. એટલે અમારી ગાદીનું પ્રમાણ આપતા નથી. જ્યાં સુધી સામાના પ્રમાણથી પોતાનો સિદ્ધાંત સાબિત થતો હોય ત્યાં સુધી સ્વપ્રમાણ આપવાની જરૂર નથી. વૃથા મહેનત શા માટે લેવી જોઇએ. પરપ્રમાણથી પોતાનો સિદ્ધાંત સાબિત થાય એમાં ઘણું ગૌરવ રહે છે. અમારો ઉહાપોહ ખોટો ક્યારે થાય કે જ્યારે કોઇ પૂર્વપ્રમાણ પ્રામાણિક ન હોય, આમાંતો આપની સર્વાંગી ગાદીજ આખી સ્વત: પ્રમાણ છે. કચ્છી કડવાઓને તા. ૩-૪-૫૫ પહેલાં દીક્ષા આપી નથી એટલુંજ નહિ પણ તેની સામે પ્રચંડ વિરોધ અને અવરોધ જે તે રૂપમાં સદૈવ ચાલુજ રાખ્યો હતો, એમાં મીસ્ત્રી. જેરામભાઇના પત્રના શબ્દો દિગ્દર્શન આદર્શરૂપ છે. બીજા એવા વિરોધીપત્ર આચાર્ય કે મહંત સ્થાને પહોંચાડેલા દફતરે બંધ પડ્યા હશે. વ્યવસ્થિત ફાઇલ નહિ કરી રાખી હોય. વડતાલના અગ્રણી ત્યાગીઓએ પૂર્વપરના અનુસંધાનથી સંપ્રદાયના હિત માટે કરેલા વ્યાજબી ઠરાવને ખોટો કહેવાથી વડતાલ ગાદીના સહીકર્તા તમામ ત્યાગીઓ ને બહુ ખોટું ખરાબ. લાગવાનો ખોટો પ્રસંગ આવશે તેની દરકાર કરી નથી આજકે કાલે કે સો વર્ષને અંતે પણ તેમની સાથે પંક્તિ વ્યવહાર રાખવાની તીવ્રતાસો રાખો છો. બીજું તો ઠીક છે. પણ ઠરાવને ખોટો કહેવો ન હતો. આથી તો એમનો ઉઘાડો અનાદર અને અણગમો આવવાનો અપરિહાર્ય પ્રસંગ આવશે. સાબીતી વિના એકદમ ખોટો કહેવાથી મહાન કલહ ઉપજતાં ઘણો ગેરલાભ છે. આગ્રહ પૂર્વક વિનંતિ કરીને તમારે પણ કહેવું તો એ છે કે વડતાલગાદી કૃત સાવ સાચા ઠરાવને ખોટો કરવો છે. પોતાનો ઠરાવ સાવ ખોટો છે તેને સાચો કરવો છે. એને સ્વમાનવાળો ચૈતન્યશાળી વડતાલવાળો કોઇ ત્યાગીગૃહી માને ખરો? અમે પણ તમને આગ્રહ પૂર્વક વિનંતિ કરીને કહીએ કે તમારો નૂતન ઠરાવ પ્રમાણ શૂન્ય હોવાથી અને તમારા



ગુરૂઓના શબ્દોમાં કહીએ તો વિક્ષેપકર હોવાથી પાછો ખેંચી લ્યો.

અમારા ઠરાવને ખોટો કહેવો હતો તો તેનું ઉપપાદન સંગત કરવું જોઇતું હતું. તે તો કશું કર્યું નથી ખોટો છે એમ જલ્પના માત્રથી કૃતાર્થ થવાતું નથી. તમારા જવાબના (૧) એક પેરેગ્રાફમાં મથાળામાં નામ નહિ હોવાથી કોને માટે? શા માટે? એમ આશ્ચર્ય જણાવ્યું છે. (૨) માં આચાર્યની સ્વતંત્ર સત્તા હોવાનો ગર્વ જણાવ્યો છે. (૩) માં પ્રમાણપત્રોની ફાઇલનો મદ જણાવ્યો છે, (૪) માં બન્ને દેશના આચાર્યો અને ત્યાગીઓ વચ્ચે સ્થપાતી એકતા પ્રેમ અને સૌમનસ્ય પ્રત્યે અદેખાઇ દેખાડીને વડતાલવાળાને ઇર્ષ્યાવાળા ઠરાવ્યા છે, (૫) અમારા સાચા ઉહાપોહને અહિતકર અશુદ્ધિકર અને કુસેવાકર જણાવીને ઉતારી પાડ્યો છે, (૬) માં અમારા ઉહાપોહને ખોટો ઠરાવીને અમને દોરીના રમકડારૂપ આલેખ્યા છે. આમાં ચાલુ દીક્ષા પ્રસંગમાં ઉપયોગી થાય એવું કશુંજ ઉપપાદન નથી જે છે તે અપ્રકૃત અસંબદ્ધ અનન્વિત ઉભાંગળ ઉટાંગ છે, કાનમાં પુછ્યું ત્યારે કેડ ખંજોળ્યા જેવું છે, मुखमस्तीति वक्तव्यम् એમ પણ છે,

દોરીના રમકડારૂપ કોણ થયા છે એનો કિંચિત વિમર્શ કરીએ. જે અલ્પજ્ઞ અલ્પશક્તિ ભોળો ભોટ કે જડ હોય તે દોરીના રમકડા રૂપ બને એ સંભવિત છે. તમે મને વિદ્વાન પુરૂષ કહો છો તો તમોએ એવો કોઇ બનાવ ઇતિહાસમાં બનેલો અદ્યાપિ જોયો છે. ખોટું કહેવાથી કશો અર્થ સરે નહિ. તમો શાસ્ત્રી અને મંદિરના મહંત છો છતાં દોરીના રમકડા રૂપ બનીને આ જવાબ આપ્યો છે. એમા જરા જેટલું જુઠું નથી એક પણ અક્ષર તમારી શાસ્ત્રીય બુદ્ધિનો નથી. કોઈ કિલ (અલિક) વકીલની વૃથા વકીલાત અક્ષરસઃ વકી છે. અમારે વિષે ખોટો દ્વેષ અસૂયાને રાખતા, અનેક કાવત્રાં વાળા કોઈ વકીલના રમકડારૂપ તમેજ બન્યા છો. એવી ભાળ મળી છે. શબ્દાર્થના મરોડો મચકુર મેળવતા અને તમારા જવાબને મથાળે "શ્રીહરિ" એવો માંડી જોતાં વળી એમ જ સાબીત છે. પૂર્વ ભૂમિકા સાથેનાં વચનામૃતાદિકના વિવાદ પ્રસંગે એવા બહુ બનાવો બન્યા છે. આમાં ૬ પૈકી છેવટના ત્રણ પેરેગ્રાફ તો પ્રકૃત સાથે કશોજ સંબંધ ધરાવતા નથી. ફક્ત અમારી ઉપર પોતા વિષે વર્તતા ખોટી ઇર્ષ્યા, દ્વેષ, રોષને ઠાલવવા માટે જોડી જ કાઢ્યા છે તે ચોકખુ જણાય છે. અમને ખરી ખબર ખાનગી મળી છે કે બંન્ને જવાબો કુટિલ વકિલ પાસે ઉઘડ ઘડાવ્યા છે. વડતાલ ગાદીના ઠરાવ પ્રત્યે આંતર દ્વેષ રોષ ચાલુ હોવાથી તેનો એક અક્ષર અનુવાદ તરીકે પણ આવવા દીધો નથી. એવી અપુર્વ ચાલાકી વાપરી છે. તમે પડદા બન્યા છો. અને બીજા બીબીઓ બની છે. એમ કરીને આ જવાબ ઘડાયો છે. જ્યારે આવો ઉધ્ધડ જવાબ આપવો હતો તો ન આપવો સારો હતો. અમારા પ્રથમ ઠરાવ પત્રનો જવાબ દશ માસ સુધી આપ્યો ન હતો. તેમ બીજા પત્રનો પણ જવાબ આપવાનો ન હતો. પંક્તિ વ્યવહાર બંધ કરવાનો ઠરાવ મળ્યો ત્યારેજ જવાબ આપવા જાગ્યા. તત્ક્ષણ કિલ વકીલ મળી આવવાથી ફીલ જવાબ અપાઇ ગયો. એમાં રમકડા રૂપ બનેલા તમે

શું કરી શકો. હવે અમારી ઉપર રોષ કે અફસોસ કરશો નહિ. થવાનું હોય તે થાય છે એમાં કોઈનું ચાલતું નથી.

કદાચ તમને ભુજના મહંત આદિક સંતો તથા હરિભક્તો વિષે એવી શંકા હશે કે જેથી મને તેમની ટોળીના રમકડા રૂપ જલ્પતા હશો પરંતુ આ વાત બરોબર નથી. પ્રથમ તો કડવાઓને દીક્ષા આપવામાં ભુજના સાધુઓને આગળ ધરતા કે તેઓ કહે તો દીક્ષા આપીએ આ અર્થ "મુદ્રિત નિર્ણય પત્રમાં" લખેલા દીક્ષા સંબંધી ભુજ મંદિરના ત્યાગીઓના મત જાણવા ભુજ મહંત સ્વામીને કચ્છનો આ પ્રશ્ન હોવાથી પુછાવવું તે મુજબ ધ. ધુ. આચાર્યશ્રી તરફથી તા. ૩-૪-૫૪ ના રોજ હજુર જાવક ૯૮૦/૫૪ થી ભુજ લખી પુછાવતાં ભુજ મહંત સ્વામી તરફથી તા. ૧૯-૨-૫૫ નો પત્ર આવેલ" ઇત્યાદિ શબ્દોથી સમજાય છે. આ જોતાં ભાવે કે કભાવે ભુજના સંતોની સંમતિ થઈ છે. એટલે એમના વિરોધનો પ્રશ્ન હવે રહેતો નથી. એમ છતાં તેમની ઉપર એવી આશંકા રહેતી હોય તો અમે પણ એમ કહી શકીએ કે અમદાવાદ ગાદીના બધા આચાર્યો, ત્યાગીઓ અને હરિભક્તો, ભુજના સાધુઓ તથા હરિભક્તોના રમકડા રૂપ સો વર્ષ ઉપરાંત સમયથી બન્યા છે. એમના વિરોધ અવરોધથી જ બધી ગાદી કડવાઓને દીક્ષા આપવામાં વિરોધી અવરોધી બની છે. વિરોધ બીજાઓને ન હતો ભુજના સાધુઓને તથા હરિભક્તોને યવન ધર્મ મિશ્રણવાળા પીરાણા ધર્મમાં અનુરાગ વાળા કડવા કણબીઓની અશુદ્ધિ પ્રત્યક્ષ દેખાતી હશે તેથી દીક્ષામાં નિરોધ કરતા હશે તેમાં સેવાઓ સહમત રહ્યા હશે એથીજ ભુજમાં શ્રીજીના સમયથી તે તા. ૩-૪-૫૫ સુધી એક પણ કડવાને સાધુ દીક્ષા અપાઈ નથી. અમને દૂર સ્થાને અપવાદ આપવા કરતાં તમારી ગાદીને એ અપવાદ આપો તો બંધ બેસતો મળતો આવશે." ભુજના સાધુઓનો એ પ્રશ્ન હોવાથી તેમને પ્રથમ પુછાવવું." એ વાક્ય શું સુચવે છે તે વિચારી જુઓ એમ દીક્ષામાં આખી ગાદીની એકતા યથા તથા થઈ ગઈ છે. વડતાલવાળાઓને પુછાવવાનો પ્રશ્ન તો વર્ષોથી ચાલુ જ હતો પરતુ અનપેક્ષિત માનીને સ્વતંત્ર સત્તાના ગર્વથી માંડી વાળ્યો હશે એમ વડતાલવાળાને સાવ પૃથક માન્યા હોવાથી એમાં હવે શંકાને સ્થાન રહેતું નથી અમે જે વિરોધી પ્રશ્ન ઉપાડયો હતો તે ભૂજના સાધુઓ ! કથનથી નહિ પણ મુદ્રિતનિર્ણયના પ્રદર્શનથી ઉપાડયો છે તે બાબત અમારા ઠરાવમાં પ્રથમજ લખ્યું છે ભૂજવાળા અને ગાદીના આચાર્યો ત્યાગીઓ ગૃહીઓએ કડવાઓને દીક્ષા નહિ આપવાના બાબતમાં વડતાલવાળાને બચાવરૂપ બહુ વર્ષ પર્યંત બનાવ્યા અને ખરી વખતે આશ્રયરૂપ અમને છોડી દીધા આને અમે છેતરપંડી કે વિશ્વાસઘાત કે બંધુઘાત કહીએ તો ખોટું નથી.

હવે અમારે એક હકીક્ત ખરી જણાવાની બાકી રહી ગયેલી તે જણાવીએ અમદાવાદના આચાર્યશ્રી "આ નિર્ણય અમે બંન્ને ભાઈઓએ મળીને કરેલો છે. જે સૌને સંપ્રદાયમાં માન્ય હોવોજ જોઈએ" એમ જવાબમાં મોટાભાઈની સંમતિનું સર્વોપરી બળ બતાવે છે. તેમના મહંતજીતો "આ બધુ કામ ધ. ધુ. આ. શ્રીઓનું હોઈ તેમના અધિકારમાં હસ્તક્ષેપ કરવો જોઈએ નહિ... કચ્છના કડવા કણબીઓની



દીક્ષાનો નિર્ણય બંન્ને આચાર્ય મહારાજશ્રીઓએ સહમત થઈને કરેલો છે" એમ આચાર્ય સત્તાનુ અને વડતાલના આચાર્યનાં સંમતિનું નિરતિશય બળ બતાવે છે. △ કચ્છ કડવાઓ પણ "સાધુ દીક્ષા આપવાનો બંન્ને ધર્મધુરંધર આચાર્યશ્રીઓએ સહમત થઈ જે ઠરાવ કર્યો" એમ આચાર્યની સહમતિનું બહુ બળ બતાવ્યુ છે. આ રીતે અમદાવાદના આચાર્યશ્રી, અને તેમણે નિમેલા મહંતજી અને તેમના અનન્ય એકાન્તિક અનુયાઈ બનેલા કચ્છી કડવાઓ વડતાલના આચાર્યશ્રીની અવિચ્છિન્નની સંમતિને આગળ ધરીને વડતાલ ગાદીના ત્યાગીઓને જે તે બાબતમાં બહુ દબાવે છે. ડખડાવે છે, અને ધમકાવે છે. એમ જોર કરીને અમારી સ્થિતિ કફોડી ત્રિશંકુના જેવી કરે છે. પરંતુ કેવા સંજોગોમાં કેવા છળ કપટથી સંમતિ લીધી છે તેનો ખરે ખરો ખ્યાલ તેમને નહિ હશે એમ જણાય છે. અમારૂં ખરૂં માનવું એ છે કે વડતાલના આચાર્યશ્રીને બધીજ રીતે છેક છેતરવામાં આવ્યા છે. પ્રથમ કચ્છી કડવા કણબીઓ કે જેમને દોઢસો વર્ષથી કોઈપણ આચાર્યે કે સાધુએ દીક્ષા આપી અપાવી નથી. એટલુંજ નહિ પણ તેની સામે પ્રબળ વિરોધ સર્વેએ કર્યા કર્યો છે. અને વડતાલના ત્યાગીઓ પાસે પણ કરાવ્યો છે. તેવાઓની દીક્ષાની માગણી કરતી અરજી તા. ૧૩-૪-૫૪ દિનની લીધી. તે પછી ભુજના સંતો કે જેમણે દોઢસો વર્ષથી એક પણ કડવા બાળકને દીક્ષા અપાવી નથી આનાકાની કરતા હતા તેમનો મત સત્તાબળથી પરાણે તા. ૧૯-૨-૫૫ના પત્રથી મંગાવી લીધો. આ એની અરજી મરજી મેળવ્યા પછી તેને પૃષ્ઠાધાર ગણીને વડતાલના આચાર્યશ્રીની સંમતિ લેવાનો પ્રપંચપૂર્ણ પ્રોગ્રામ ગોઠવ્યો. પૂર્વે આવી અવારનવાર ઘણી વખત નિકળેલી અને તેમાં વડતાલના ત્યાગીઓની સંમતિ પ્રથમ લેવી જોઈએ નહિતો વિક્ષેપ થાય. એમ વૃદ્ધ પરંપરાથી જાણતા હતા. છતાં પણ એકલા આચાર્યની સંમતિ લેવાનું છળથી ઠરાવ્યું. હવે સંમતિ લેવા જાય કોણ? એ સવાલ નિકળતાં મહંતજીએજ બીડુ ઝડપ્યું. અમદાવાદના આચાર્યના પત્ર સિવાય વડતાલના આચાર્યશ્રી સંમતિ આપે નહિ એમ જાણતા હોવાથી પોતાના આચાર્યશ્રી ના હસ્તાક્ષરનો પત્ર લખાવ્યો એ પ્રમાણપત્ર લઈને કડવાઓ કે જે આ બાબતની પ્રથમથીજ આખી ખટપટ કરનારા છે મૂળજી વિગેરે એ ત્રણને સાથે લઈને મોટી મોટરમાં બેસીને વડતાલ આવ્યા મંદિરમાં મુખ્ય કોઠારી નારાયણમુનિદાસને પણ નહિ મળીને બારોબાર બાગને બંગલે જઈને તે પત્ર અમારા મહારાજશ્રીને આપ્યો, તેને વાંચીને મુખ્ય કોઠારી કે બીજા કોઈપણ મોટેરા ત્યાગીને પુછ્યા વિના એજ અવસરે પૂર્વના કંઈક સંકેત મુજબ હાજર રહેલા સેક્રેટરી, મધુભાઈ જસભાઈ પાસે તા. ૨-૪-૫૫ના રોજ સંમતિ પત્ર લખાવ્યો. જેમાં "દીક્ષા આપવાની બાબતમાં પોતે સંમત છે અને જરૂર જણાયતો તે વખતે દિક્ષા વિધિ અંગે હાજર રહેવાની પણ તૈયારી બતાવી." એવા શબ્દોનો અનુવાદ કરીને "આ પ્રમાણે વડતાલ ગાદીનો પણ અભિપ્રાય આવી ગયો" એમ મનથી સ્વયં માની લઈને પછી બીજી પણ કેટલીક હકીકતો સહીઓ વિગેરે મનમાની લઈને દીક્ષા આપવાનો નિર્ણય અમદાવાદના આચાર્યે તા. ૩-૪-૫૫ દિને કરી વાળ્યો છે. આ જોતાં દિક્ષા આપી તેને આગલે દિવસેજ આચાર્યની સંમતિ લીધા છે. પ્રથમ બધો દાદ અરજી મરજી વિગેરે ગોઠવીને

પછીથી એકલા આચાર્યની ન છુટકે સંમતિ લીધી છે. આચાર્યને પ્રથમ પુછવામાં આવ્યું નથી.

આમાં ખરી હકીકત એ છે કે-આચાર્યે લખી આપેલા સંમતિ પત્રમાં હ. જા. વ. ૨. નંબર નથી અને મધુભાઈને પુછતાં તેની નકલ પણ કોઈએ રાખી નથી એમ કહે છે. મુખ્ય કોઠારીને પુછતાં તે કહે છે કે-મને અમારા આચાર્ય શ્રીએ કે મધુભાઈએ કે અમદાવાદથી આવેલા ભાઈઓએ કશું જ પુછ્યું નથી. હું તે દિવસે નડીયાદ ગયેલો તે મને રસ્તામાં અમદાવાદવાળા મળ્યા હતા. અમારૂં કામ થઈ જવાથી અને રોકાયા નથી. વિગેરે સામાન્ય વાત થયેલી સંમતિની વાત કરી નથી. સંમતિ પત્ર લખતી વખતે કડવાઓની પૂર્વ સ્થિતિ જે પીરાણા ધર્મનો સંસર્ગ વિગેરે કશી જ વાત કહેલી નહિ. ફક્ત જેમ આ દેશના કડવાઓને દીક્ષા અપાય છે, તેમ આપવાની છે. દીક્ષા અંગે જરૂર જણાય તો હાજર રહેવાની તૈયારી બતાવેલી. પરંતુ દીક્ષાદાન સમયે તેમને આમંત્રણ પણ આપેલું નહિ. વિવેક ખાતર કોઈ તેડવા પણ આવેલા નહિ. કામ પતી ગયા પછી એમની જરૂર પણ શી? એમ માની લીધું હશે. આ બધી વાત બહુ ભેદવાળી છે. ઉપરનાં અનુગત કારણે(થી) સંમતિ અવિધિસરની છે એમ અમને માનવાનો સારો અવકાશ મળે છે. એમાં આચાર્ય સાથે મનમાં મહાદુ:ખ શોક પામવા જેવી બાબત તો એ છે કે-અમદાવાદના આચાર્યશ્રીએ તેમજ તેમના મહંતજીએ અને અમારા આચાર્યશ્રીએ અને કારભારી મધુભાઈએ કોઈ પણ ત્યાગીને વિવેક ખાતર પણ પુછ્યા વિનાજ બહુ છાની રીતે સંમતિ આપી દીધી છે. એનો પણ અમને અતિ અફસોસ નથી. પરંતુ આવી મહત્વની બાબતમાં પણ અમારા આચાર્યશ્રીને ખોટી રીતે છેતર્યા છે. न वञ्चयितव्याः प्रमत्तोऽनुजीविभिः એ નિતિનું ઉલંઘન કર્યું છે. આવિ અવિધિસરની સંમતિ હોવાથી, જેમાં ત્યાગીઓનોજ ખાસ અધિકાર છે. એવી દીક્ષા બાબતમાં બંન્ને આચાર્યો અને ત્યાગીઓના મહંતજી સામે વિરોધ જાહેર કરીને ઠરાવ કર્યો છે. એમાં ઉપરની સઘળી ઉદ્ધૃત બાબત જણાવવામાં આવી છે. માટે આવી અવિધિસરની અર્ધદગ્ધ સંમતિ ઉપર કોઈએ આધાર કે બળ બતાવવા જેવું નથી.

આ ઉપરથી અમને તર્ક વિતર્ક અનેક અચાનક ઉપજે છે કે આ કેવો આપખુદી ગેરવ્યવહાર છે. પૂર્વે બંન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સહ જમણમાં જબરૂ લાંબુ ભંગાણ પડેલું તેનું સમાધાન બન્ને ગાદીના ત્યાગીઓએ પરસ્પર એકમત થઈને એક બીજાના ગાદી સ્થાને જઈ આવીને કરેલું તેમાં ઠરાવ નીચે સહીઓ કરાવ્યા પછી ઉપર આચાર્યના શિક્કા કરાવ્યા છે. આ પ્રમાણે થવું જોઈતું હતું તેવું આમાં કશું જ નથી. કોઠારી ગોરધનભાઈએ તો બંન્ને ગાદીના આચાર્યો વાસુદેવપ્રસાદજી અને લક્ષ્મીપ્રસાદજી સગીર હોવાથી તેમના વાલી કુલમુખ્ત્યારની સહી હોવાની ચર્ચા પણ પત્રથી કરી છે. તે વખતના બંન્ને ગાદીના કારભારીઓ અધવચ અર્ધદગ્ધ અવદશામાં પણ એક બીજાને પૂછીને તેઓ પ્રેમ એકતા સંપ ભરેલો નિર્ણય લાવ્યા છે. તે બહુ શોભતો અદ્યાપિ છે.



અત્યારના કારભારીઓ તો એટલુંજ સમજે છે કે એકલા આચાર્યનીજ સઘળી સત્તા છે. તે કોઈપણ અગ્રેસર પણ ત્યાગી હરિભક્તોને પુછ્યા વિનાજ અમારે એકલા એજ સ્વચ્છંદ રીતીએ વાપરવાની છે એથીજ આ બધાં કાર્યો ઉપાધી મય અને વિગ્રહ મય બને છે. એ સર્વેએ સમજવા જેવી સુંદર વાત છે. ઉપરની બ(તા)વમાં જે કંઈ રહસ્યતમ બાબત હશે. તે તો તેઓ મહાત્માઓજ જાણે અમારા જાણવામાં આવી નથી. આમાં કંઈક ભુલ થઈ હોયતો દરગુજર કરવી.

આ અવસરે અધિક કહેવાની ફરજ પડે છે, કે તમો મંદિરના મહંત હોવાથી ત્યાગીઓના પ્રમુખ ખરેખર ગણાવ-જેથી ત્યાગીઓનું હિત શેમાં છે, તે જોવાની તમારી ફરજ હતી, બન્ને ગાદીઓના ત્યાગીઓ વચ્ચે થએલો કરાર કે જે હિતકર-શુધ્ધકર હતો તે ઉપર પ્રથમ લક્ષ આપવાનો હતો કેમકે ૧૯૪૫ ના ઠરાવમાં અમદાવાદના અગ્રેસર ત્યાગીઓની સહીઓ છે, અને એનો મુસદ્દો કરવામાં શાસ્ત્રીનારાયણમુનિદાસજી છે.

કદાચ તમારૂં ચાલ્યુ ન હોય ને આચાર્યે પોતાની સત્તાથી એ કામ કર્યું હોય તો તેને હિતબુધ્ધિથી અટકાવવાની ફરજ હતી, स किं सखा शास्ति यो न जनाधिपम् એ નિતીએ આચાર્યને સાચી વાત સમજાવવાની હતી. ખોટું લગાડીને પણ હિતની બાબત કહેવી જોઈએ-કેવળ જે તે બાબતમાં આચાર્ય સત્તાને આગળ ધરવી તે યોગ્ય નથી.

આચાર્યની ઉચિત સત્તાને તો અમે પણ માનીએ છીએ અને વધારવા પણ વાંચ્છીએ છીએ. વિવેક વિનાની વાનર જેવી સ્વાનર્થકારી સત્તા તો માનતા નથી.

"તો મારી નમ્રતાપૂર્વક વિનંતી કે આ ઉહાપોહ ખોટો હોઈ તમારા જેવા વિદ્વાન પુરૂષે એમાં દોરીના રમકડારૂપ ન બનવું જોઈએ." એમ વડતાલના સમગ્ર અગ્રગણ્ય ત્યાગીઓએ એક મતે કરેલા ઠરાવને ઉહાપોહની ઉતરતી ઉપમા આપીને તેને સાવ ખોટો કહેવાનું મહાસાહસ ઉઘાડું કર્યું છે. વિતંડાવાદથી એ ઉહાપોહ ખોટો થાય તેમ નથી કેમકે એમાં તો પ્રથા-રીવાજ ધોરણ-અને શિષ્ટાચાર કે-જે આપની ગાદીના વર્તમાન આચાર્ય સુધીના પૂર્વાચાર્યોએ અને તમારા પહેલાંના મહંત વિગેરે તમામ વૃદ્ધ ત્યાગીઓએ અને બધી જાતીના હરિભક્તોએ અનુપાળેલો પરમ પ્રમાણ છે.

હવે મારી સાદર આગ્રહ પૂર્વક વિનંતિ કે વડતાલ ગાદીના તમામ અગ્રેસર ત્યાગીઓએ મળીને કરેલો ઠરાવ સાવસાચો છે. અને તેમાં અમારો કોઈ પણ નહિ પરંતુ તમારી ગાદીનો ઘણો જુનો રીવાજ-પ્રથા-ધોરણ અને શિષ્ટાચાર પરમ પ્રમાણ છે, તો તમારા અગ્રપદે વડતાલના કોઈપણ ત્યાગીબંધુને પુછ્યા વિના થયેલો ઠરાવ એક દેશી એક તરફી હોઈને બન્ને દેશના આચાર્યો અને ત્યાગીઓ વચ્ચે પ્રેમ-એકતા સંપ અને સૌમનસ્યને તોડી પાડનારો હોઈને દૌર્મનસ્યને સતત ઉપજાવનારો હોવાથી પાછો ખેંચી લ્યો-અને પ્રથમની પેઠે પ્રચલિત પ્રથા રીવાજ ધોરણ અને શિષ્ટાચારને અંગીકાર કરો એમાંજ ઉભયનું સર્વોત્તમ શ્રેય છે.

આ રીતે તમારા ઉત્તરનો પ્રતિઉત્તર છે. તમને શાસ્ત્રીજી નારાયણપ્રસાદદાસજીને વધારે પડતું કહેવામાં આવ્યું છે. તે તમો એક તો મહંત હતા. અને કડવાઓના ગુરૂ તરીકે અમદાવાદ દેશમાં પ્રખ્યાતિને પામ્યા હતા. અને કડવાઓની અરજી મુજના સંતોની મરજી અને અમારા આચાર્યના સંમતિ વિગેરે સઘળા સાહિત્યને સંપાદનારા તમોજ છો. હવે વડતાલ ગાદીના સાધુ બ્રહ્મચારી પાળાઓ સાથે બહુ સાળતાપણું તમારૂ જણાતું હતું. છતાં તમે વડતાલવાળાને પુછયુંજ નહિ અને જાતે કારભારી સવજીભાઇને સાથે લઇ આચીને છાની રીતે કારભારી જસભાઇને સાધીને અમારા આચાર્યની સંમતિ લઇ ગયા અને એમ કરીને આખી ઉપાધીના સર્જક બન્યા છો. બીજા તમારી પૂર્વેના મહંતના વખતમાં દીક્ષાની ચળવળ કડવાઓ કરતા પણ તેને સુજ્ઞ મહાંતો સમાવી દેતા એક તમારાથીજ તે બન્યું નહિ. ઉલટુ ઉદ્ધત ઉત્તેજન આપીને આખા સંપ્રદાયને ઉગ્ર ઉપાધીમાં ઉંડે નાખી દીધો. જેથી વડતાલવાળા મેળાપી ત્યાગીઓને પણ બહુ વસમુ લાગ્યું હશે. અને જે કાંઇક બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે સૌમનસ્ય હતુ તેમાં પણ ભંગાણ પડયું છે. એજ.

વળી તમો શાસ્ત્રીજીનો પણ અધિક દોષ નથી. એકતો મહંતપદે હોવાથી આચાર્યની સત્તા ઉચિતકે અનુચિત પણ અકામે પણ માનવીજ પડે એ સહજ છે એમાંતો આચાર્યશ્રીનો અનવધિ આગ્રહ હતો. એ સર્વેના જાણમાં વર્ષોથી આવતો હતો સવંત ૧૯૬૮માં ધ. ધું. પિતા વાસુદેવપ્રસાદજી મહારાજે દીક્ષામાં બહુ આગ્રહ કરેલો પરંતુ તે વખતે સત્ય હિત કહેનારા દબાવનારા સંત હરિભકતો હતા. જેથી અટકી ગયા હતા હવે તો મોટા થયા અને વળી બાગ ને બંગલે રહેનારા થયા અને બહુદૂર આફ્રીકામાં બંગલે એકલા રહેતા થયા એટલે સંત હરિભક્તોના પરિચયમાં રહ્યા નહિ. એટલે સ્વતંત્ર સત્તાથી આ કામ કરેલું છે. એમાં તમારો વધુ દોષ નથી. તમોએ એક દિક્ષા પ્રકરણનો અંત આણ્યો અને આફ્રિકામાં લાલજી મહારાજનો દિગ્વિજય કરી આપ્યો. વળી સ્કીમ કમેટીને બંધપાડીને ત્યાગી હરિભકતોની સત્તાને નષ્ટ કરીને એકલા આચાર્યનીજ સ્વતંત્ર સત્તા વધારી આપી એમ સત્તા તો વધારી આપી છે. પણ તમને બે પંખા ન મળે તે સાચવજો.

હવે આથી અધિક કહેવાનું સ્થાન કડવા કચ્છી કણબીઓ બાકી રહે છે જેથી હવે વિરામપામીને તેમને જવાબ આપીશુ. જો કાંઇક આમાં વધુ દોષ અમારો મનમાં આવતો હોય-તો ક્ષમા કરશો.

"सुज्ञेषुकिंबहुना"



**અંજારથી પા. ધનજી-પ્રેમજીએ લખેલા પત્રની નકલ**

સદ્‌ગુરૂ સ્વામી શ્રી શાસ્ત્રી હરિજીવનદાસજી–જોગ

મુ. વડતાલ

અમારી જ્ઞાતિ કચ્છ કડવા પાટીદારને-સાધુ દીક્ષા આપવાનો બંને ધર્મધુરંધર આચાર્યશ્રીઓએ સહમત થઇ જે ઠરાવ કર્યો તે ઠરાવના વિરોધમાં

તા. ૮-૬-૫૬ ના રોજે વડતાલ સાધુ સભામાં આપશ્રીએ અમારી જ્ઞાતિને ઉતારી પાડતો જે ઠરાવ પસાર કરેલ છે તે ઠરાવ પાછો ખેંચી લેવા નીચેની હકીકત-દાલની બીજી બાજુ તરીકે આપના ધ્યાન પર મુકું છું અને મને વિશ્વાસ છે કે. આપ એ બાબત પુરતા લક્ષમાં લઇ કરી, ઠરાવ ફરી વિચારણામાં લઇ, પાછો ખેંચી લેવા યોગ્ય કરશો.

## વિગત

તમોએ અમારી જ્ઞાતિ, કે જે કચ્છમાં ૬૦ થી ૭૦ હજારની વસ્તી વાલી છે તેમના પર-મુમના પીરાણાં કહેવાથી પાછળથી કડવા કણબી બન્યા અને દીક્ષા ન અપાતી સત્તર કોમો કરતાં ઘણી જ ઉતરતી કોમ છે વિગેરે ગંદા આક્ષેપો અમારી જ્ઞાતિ માટે આપણા અધ્યક્ષપણાની સભા હેઠળ કરવામાં આવેલ છે. અને સત્યથી તદ્દન વેગળી હકીક્તોની રજુઆત કરવામાં આવેલી છે. આવા ગંદા આક્ષેપો કરી અમારી કોમને ઉતારી પાડવા ભયંકર તજવીજ કરવામાં આવી છે. આથી અમારી સમસ્ત કોમને ઘણુંજ દુ:ખ અને આશ્ચર્ય થયું છે. અમો આપનાથી ઘણાજ દૂર હોવાના કારણે તેમજ આપનાથી સીધો કોઇ પણ સંપર્ક ન હોવાથી બનવા જોગ છે કે આપ સાચી હકીકતથી માહીતગાર ન બની શકયા હો અને જો આ હકીકતથી આપ માહિતગાર હોત; અગર અમને રૂબરૂ બોલાવી હકીકતથી વાકેફ થયા હોત તો આપની સાધુ સભા આવા અશ્લીલ શબ્દોવાલો ઠરાવ કયારે પણ પસાર કરતજ નહિ. આ અંગે આપની સભા મળે તે પહેલા અહીંની હકીકતથી વાકેફ થવા પત્ર મારા તરફથી આપશ્રી જોગ લખવામાં આવેલ છે તે તરફ પણ આપે દુર્લક્ષ કર્યું છે. અને એ ઠરાવ પસાર કર્યો છે. એટલે આ અંગે અમારૂં નમ્ર માનવું છે કે આ થયેલ બાબત બીજાઓથી ન દેખી શકાઇ હોય તેવાઓની દોરવણીથી આ ઠરાવ થયો હોય એમ અમારૂં માનવું છે.

આ ઠરાવ સત્સંગને અને સત્સંગની પ્રતિષ્ઠાને અને સત્સંગની એકતાને હાનિ કરતો છે. કોઇનું એમ માનવું હોય કે આથી અમો સત્સંગની સેવા કરી રહ્યા છીએ તો તે બાબતમાં એમની ભયંકર ભુલ થઇ રહી છે અને તેના માઠા પરિણામનો તેઓએ કયારે પણ વિચાર કર્યો લાગતોજ નથી. અને ખરેખર તો સત્સંગની કુસેવા કરી છે, એમ અમારૂં માનવું છે.

અમારી જ્ઞાતિનો સત્સંગ શ્રીજી મહારાજ ને નંદ સંતોના વખતનો છે જે આજ દિન લગી સહ વર્તમાનશ્રીહરિની સર્વોપરી ઉપાસના અભંગ રહે છે. આ ઠરાવ આવા શ્રીજીનાં અનન્ય એકાંતીક ભક્તોનો દ્રોહ કરનારો છે જેથી આ ઠરાવ પસાર કરનાર વ્યક્તીઓ શ્રીજીનાં ગુન્હેગાર બનશે. આ ઠરાવની જ્યારે સતસંગ કે સતસંગની બહારની દુનીયાને જાણ થશે. ત્યારે આ ઠરાવ પસાર કરનાર સાધુ સભા જરૂર નિંદાને પાત્ર બનશે. એમાં જરાપણ શંકાને સ્થાન નથી. આમ જેનાં ઠરાવ દરેકને અહીત કર્તા હોઈ અમો તે નમ્રતાથી લેવા જરા પણ તૈયાર નથી જેથી આ ઠરાવ પાછો ખેંચી લેવા આપશ્રીને હાર્દિક વિનંતિ કરીએ છીએ.

આ અંગે આપશ્રીને વધુ હકીકત રૂબરૂ સમજવી હોય તો હું આપ જ્યારે બોલાવશો ત્યારે આવવા હાજર છું.

ઠેકાણું.
પટેલ સો મીલ
અંજાર કચ્છ
તા. ૮-૧૨-૫૬

લી.
આપનો વિશ્વાસુ
પટેલ ધનજી પ્રેમજીના
દંડવત સહ જયશ્રી સ્વામિનારાયણ.

---

## અંજારના ધનજી પ્રેમજી ઉપરના તા. ૮-૧૨-૫૬ના પત્રનો પ્રત્યુત્તર

વિ. તમારો નોટીસ રૂપનો પત્ર રજીસ્ટરથી રવાના કરેલો મને મળેલો. આ પત્ર આચાર્ય શ્રી. અને મહંતજીના પત્ર થકી ૮-૯ દિવસ પછીથી લખાયેલો છે આચાર્યશ્રીનો અને મહંતજીનો, અને તમારો પત્ર એમ ત્રણેય પત્રો એકજ ઢબના છે. જેમકે શબ્દ, અર્થ, વાક્ય. અને પેરેગ્રાફની રચના આબેહુબ મળતી. એકજ પ્રકારની છે અને ત્રણેય પત્રોમાં "શાસ્ત્રી સ્વામી હરિજીવનદાસજી" એમ મારૂ નામ મથાળે મળતું મુક્યું છે. એ ઉપરથી ચોક્ખું માલમ પડે છે. કે તમો જાતે નહિ પણ એકજ વકીલે લખી આપ્યો છે. વડતાલના ત્યાગીઓએ કરેલા ઠરાવની નકલ ફક્ત અમદાવાદના, આચાર્યશ્રી અને મહંતજી ઉપરજ મોકલાવી છે. તમારી ઉપર મોકલી નથી. મોકલવાનો ઠરાવ પણ અમારી સભાએ કર્યો નથી. તમોને આચાર્યશ્રીએ કે મહંતજીએ પોતાના મળતા તંત્રના જાણીને વંચાવી હશે. અને ઉશ્કેરણી પણ કરી હશે. તે ઉપરથી અત્યંત રોષાવેશમાં આવીને પુષ્કળ અક્ષમ્ય ગંદા આક્ષેપો, કડવા કટાક્ષો અસહ્ય આક્રોષો, અને તિવ્ર તિરસ્કારો અને ગલીચ ગાળો ભરેલો એક પત્ર સહસા લખેલો તેમા દશેક કડવા કણબીઓની સહીઓ પણ કરેલી હતી પરંતુ તે બહુ બીભત્સ અતિભયંકર જાણીને મહંતે અમારી ઉપર મોકલવાની ના કહીને તેને પોતાના વકીલ પાસે સારા સ્વરૂપમાં સુધરાવીને રવાના કરવાનું કહેલું તે ઉપરથી તે પત્ર અમારી ઉપર આવ્યો, આ બાબત પણ અમને ખાનગી જાણવા મળેલી.



અમારેતો ફક્ત અમદાવાદના આચાર્યશ્રી અને ત્યાગીઓના મહંતજી સાથે આ સંબંધ હોવાથી તેમની ઉપરજ ઠરાવ પત્ર મોકલેલો, વસ્તુ વિચાર કરીએ તો તમારી કચ્છી કડવા ગૃહસ્થોની સાથે અમારે કશોય સંબંધ દેશ, જાતી આચાર્ય ત્યાગી આદિકનો નથી. સહિયારો પણ કશુંજ નથી. એટલે તમોને જવાબ ન આપીએ તો પણ ચાલે તેમ છે. પરંતુ તમોએ અનેક પત્રો જ્યાં ત્યાંથી ગંભીર ગાળો ભરેલા લખ્યા અને છપાવ્યા અને વહેંચ્યા અને છેવટે રવાપુર ગામે કડવાઓએ મળીને કરેલા ઠરાવ વાળો પત્ર સુધામાં છપાવ્યો, જેથી આ શો કોલાહલ હશે એમ સંશયીત બનેલા સંપ્રદાયી લોકોના સંશય નિવારણ માટે અને અમારી સત્ય વસ્તુના નિવેદન માટે જવાબ આપવાની ફરજ પડે છે. વધુમાં તમોએ કાયદાઓનો આશ્રય લેવાની ધાક ધમકી ઉઘાડી આપી છે. અને અમને માઠાં પરિણામનો વિચાર નહિ કરનારા ભયંકર ભૂલ કરનારા, અને શ્રીજીના અનન્ય એકાંતિક કડવા હરિભક્તોના દ્રોહ કરનારા, અને શ્રીજીના ગુન્હેગાર થનારા, લખ્યા છે. એમ કરીને અમારા ઉપર ચોગરદમની આક્રામણ પ્રવૃત્તિ આદરી છે, એથીપણ ઇચ્છા ન છતાં જવાબ આપવાની જરૂર પડે છે.

તમોએ પત્રના આરંભમાં તા. ૮-૧-૫૬ ના રોજ વડતાલ ગાદીના સમસ્ત ત્યાગીઓએ કરેલા ઠરાવને પાછો ખેંચી લેવાની માગણી કરી છે. તે કરવાનો તમને હક્ક કે અધિકાર નથી. અમોએ જે ઠરાવ પસાર કરેલો છે તે તમારી હાલની બીજી બાજુ તરીકેની સઘળી હકીકત ધ્યાનપર લઇને અને પુરતો લક્ષ આપીને પૂર્વા પરના અનુસંધાનથી અને પ્રાચીન પ્રથા, રિવાજ, ધોરણ, અને પૂર્વ વૃદ્ધોએ બંને ગાદીઓ વચ્ચે કરેલો કરાર વિગેરે બહુ પ્રમાણોને લક્ષમાં લઇનેજ કર્યો છે એવો વિશ્વાસ રાખશો. જેથી ઠરાવની ફરીથી વિચારણા કરવાની રહેતી નથી. અવિચારીત કર્યું હોય અને પુરતો લક્ષ ન આપ્યો હોય અને હાલની બીજી બાજુ તરીકેની વિગત ધ્યાનપર ન લીધી હોય અને કોઈ પ્રમાણોનો ઉપન્યાસ ન હોય તો પુનર્વિચારણા કરવી પડે એવું આમાં કશુજ નથી તમારૂ એવું માનવું છે કે અમારી હકીકત કશી ધ્યાન પણ લીધી નથી અને પુરતો લક્ષ આપ્યો નથી અને કશી વિચારણા કરી નથી એ વાત ભુલ ભરેલી ખોટી છે. આ કામ જે થએલું છે તે અમારી મોટી સભામાં બહુ બહુ વિચારણાને અન્તે અને સર્વના સહમતથી થયું છે.

અમારા ઠરાવમાંના "પિરાણા (મુમના)માંથી કડવા બન્યા અને દિક્ષા ન અપાતી સત્તર કોમો કરતાં ઘણી ઉતરતી કોમ છે." વિગેરે શબ્દોને અનુવાદ તરીકે તમારા પત્રમાં શબ્દો લીધા છે. તે વચન કે અંત્યજ સુધી ઉતરતી જાતિ જણાવવાનો આશય. અમારે નથી. ભાટ-કુંભાર, કાઠી, વિગેરે સત્તર કોમોને અમદાવાદના પૂર્વ ત્યાગી વૃદ્ધોએ દીક્ષામાં અયોગ્ય ગણ્યા છે. તેમ આ પીરાણા ધર્મના સંસર્ગવાળા કચ્છી કડવા કણબીઓને પણ દીક્ષામાં અયોગ્ય જણાવવા માટે છે. એટલુંજ અમારે સત્ય કહેવાનું છે. આ બાબતમાં પાંચ પેઢીના આચાર્યોએ એક પણ કચ્છી કડવાને સાધુ દીક્ષા આપી નથી. એટલુંજ નહિ પણ તમારા દેશના આચાર્યો ત્યાગીઓ ને હરિભક્તો સર્વેએ ઠેઠ સુધી પ્રખર પ્રસિદ્ધ

વિરોધ કરતા આવ્યા છે. એ બધો વિરોધ આચાર્યોના અને મહંતજીના પત્રના પ્રતિ-ઉત્તરમાં સવિસ્તર જણાવ્યો છે. તમારી જ્ઞાતી પ્રત્યે ઉતરતી આદિક ગંદા આક્ષેપો કર્યાં હોય તો તે અમદાવાદ ગાદીએજ કરેલા છે. અને એના પરિણામે તમારી જ્ઞાતીને દીક્ષામાં અયોગ્ય હદ સુધી ગણી છે. "આ એ આદિક ઉતરતી જ્ઞાતીના પુરૂષોને દીક્ષા ન આપવી અને પંગતમાં ન બેસારવા" એવા શબ્દો ઠરાવમાં અમદાવાદવાળાએ લખ્યા છે એ ઉપરથી "ઉતરતી" એ શબ્દ આવ્યો છે. દીક્ષામાં અયોગ્ય ગણ્યા અને દીક્ષા ન આપી અને એમાં વિરોધ કર્યો એટલા પુરતુ ઉતરતા પણું ગણ્યું છે. પણ જ્ઞાતીથી ઉતરતા પણું કહેવાનો અભિપ્રાય નથી. એમાં અમારો દોષસ્તઃ નથી અમેતો એમના પાછળથી અનુયાયી બન્યા એટલોજ સ્વલ્પ દોષ છે.

અમારા ઠરાવમાં પીરાણા (મુમના) શબ્દ લખ્યો છે તે અમોએ સ્વયં નવો ઉપજાવી કાઢેલો વડતાલ ગાદીનો નથી. પરંતુ તમારા સ્વચ્છ કચ્છ દેશમાંથીજ આવેલો છે. સિરી જેરામ રામજીના પત્રમાં "મુમના અને સૈયદ સાથે પરિચય" એ શબ્દો લખ્યા છે. પંડીત સભાકૃત નિર્ણયમાં સંગદોષથી પીરાણા ધર્મમાં અનુરાગ વાળા પ્રાયશ્ચિત અને દેહશુદ્ધિ કરાવીને પાવન કરેલા. કડવાઓને જણાવ્યા છે, વળી ઘોળકાથી તમારી જ્ઞાતીના વહિવંચાનો પત્ર છે તેમાં પણ પીરાંણા ધર્મના સંસર્ગ વાળા લખ્યાછે. પીરાંણા ધર્મનું સ્વરૂપ શ્રીજીએ કહ્યું છે કે એ "યવનનો રાહ" છે. વળી કચ્છ દેશનાગાંના લેવા કણબીઓ વિગેરે સહવાસીઓ અને એકલા લેવામાંથી થયેલા જૂના નવા મહંત વિગેરે સાધુઓ પણ એ શબ્દથી વ્યવહાર કરતા આવ્યા છે. એવા બીજા પત્રો છે. તમોએ અમોને બહુ દૂર દેશના લખ્યા છે. જેથી અમો તમારા દેશનું બહુ જાણી શકીએ નહિ. સહવાસીઓજ સહવાસીના ચરિત્રોને જાણે છે. તે કહે તે બીજાઓને માનવું પડે છે. આમાં મૂળ મહાન દોષ પીરાણાં ધર્મના મિશ્રણ વાળો છે. તેનો સંસર્ગ છે ભલે તમે પૂર્વે કડવા જ્ઞાતીના હશો પણ પાછળથી પીરાણાં ધર્મમાં અનુરાગ વાળા થયા હશો. અને તેમાંથી હિન્દુની દ્રષ્ટિએ દોષ જણાતાં મુક્ત થયા હશો તેથીજ તમને પૂર્વાચાર્યોએ અને ત્યાગીઓએ સતસંગી તરીકે સ્વીકાર્યા હશે. એમાં અમારે કંઈ પણ વિવાદ નથી. અમારે તો ફક્ત નવો ઉપસ્થિત થએલો સાધુ દીક્ષાનોજ સવાલ છે. તેમાં તમારા દેશના પૂર્વાચાર્યો અને ત્યાગી હરિભક્તોએ વિરોધ અવરોધ આગ્રહથી પકડી રાખ્યો છે. અને અમોને પણ તેમણેજ પકડાવ્યો છે.

ગંદા આક્ષેપો કરી તમારી કોમને ઉતારી પાડવાની ભયંકર તજવીજ કરી હોય તો તે આખી અમદાવાદ ગાદીએજ કરી છે એથી તમારી સમસ્ત કોમને ઘણું દુઃખ અને આશ્ચર્ય થયું હોય તો તેમાં ખરૂં નિમિત્ત પણ તે જ છે. દૂર દેશમાં રહેલા અને જેની સાથે કશો સિસારાપણાનો સંબંધ નથી એવા અમને તો વૃથા વગોવો છો. જે કડવું કહેવું હોયતે તેમને કહેશો. અમોએ જે ઠરાવ પસાર કર્યો છે તે સઘળી માહીતગારી મેળવીને અને શાસ્ત્રીય અને લૌકિકી બધી બાબતોને મેળવીને કોઈ જાતના પક્ષપાત વિના કર્યો છે. તેમાં અદેખા કોઈની દોરવણી નથી. કદાચ તમને એવો ભ્રમ હોય તો તે અમદાવાદ



દેશનેજ માનજો. અને અમો ખોટી દોરવણીથી દોરાઈ જઈએ એવા ભોળા નથી. વિચારીનેજ સપ્રમાણ કામ કરનારા છીએ અમારો ઠરાવ પહેલાં જેને તમે પ્રમાણ તરીકે માનો છો તે બધા પત્રો મળી ગયા હતા. અને તે સભામાં વાંચવામાં અને વિચારવામાં આવ્યા હતા. અને તેમાં સત્યથી વેગળા નહિ પણ સત્યનાજ એક અવલંબન વાળી સાબીતી રજુ કરવામાં આવેલી તે કારણથીજ અમને કાંઈ બોલવાની જરૂર ન હતી અને એવો સંબંધ અને સમય પણ ન હતો. તમોએ જે તમારા આચાર્યે કરેલો નિર્ણય જાહેરમાં મુકેલો તે ઉપરથી જ શંકાસ્પદ તત્વ જાણીને અમોએ ઠરાવ ઘડ્યો છે. એટલે અમને અવિદીત કશુંજ ન હતુ. તમારા તરફ અલ્પ પણ દુર્લક્ષ કર્યું નથી.

△ મહંતજીના પત્રમાં અમને વડતાલના ત્યાગીઓને 'કોમની દોરીના મણકા રૂપ બન્યા છો" એમ લખ્યું છે તેમ તમોએ પણ અમને અદેખાની દોરવણીથી દોરાયા છો એમ લખીને અમને ખોટો અપવાદ આપ્યો છે. આમાં અમારે એટલુંજ કહેવુ છે કે બન્ને પત્રો એકજ રૂપના એકજ વ્યક્તિએ લખી મોકલ્યા છે.

△ તમો કચ્છમાં કડવાઓની વસ્તી ૬૦ થી ૭૦ હજારની અભિમાનો છો તે બધા હરિભકતો છે કે કેમ? તે શંકાસ્પદ છે. અબડાસા દેશની આખી કડવાકોમની વસ્તીને ગણતા હો તે બરોબર છે. જો બધાજ કડવાઓ સતસંગીઓ હોય તો ભુજ દેશ અને અમદાવાદ ગાદીનું દારિદ્ર મટી જશે. કચ્છમાં પીરાણા ધર્મને પાળનારા ચોરાસી ગામમાં રહેતા હતા. તેમાંથી સાત ગામના કડવાઓ જુદા પડ્યા તે સતસંગી થયા. બીજા ગામોના કડવાઓતો જુદા જુદા ધર્મમાં પ્રવેશ્યા હશે. એમ પણ અમારા જાણવામાં આવ્યું છે. શ્રીજી મહારાજે કચ્છ દેશના બે વિભાગો આર્ય-અનાર્ય ગણ્યા છે. અર્ધો કચ્છને આર્ય ગણ્યો છે. અનાર્ય કોને કહેતા હશે તે અમે નક્કી કરી શકયા નથી.

આ પ્રસંગે બધીજ વાતો જણાવવાની તમારે કશીજ જરૂર ન હતી. અમને મોટુરૂપ આપીને બીવરાવવા માટે કાંઈ નહિ. આતો સતસંગીઓનો પ્રશ્ન છે. તેમાં વળી સાધુ દીક્ષાનો પ્રશ્ન છે.

તમે આખી કડવાકોમને શા માટે જોડો છો. અને પૂર્વેની જે પીરાણાં ધર્મના પરિગ્રહની બાબત છે. તેને છુપી રાખીને બધાને છેતરો છો. અને તેથીજ આચાર્યો અને બીજા ગૃહસ્થો દીક્ષા દાનના નિર્ણયમાં છેતરાયા છે. એમ કહો એ તો ખોટું નથી. તમારા તરફથી ~~બહાર~~ હેન્ડબીલો અનેક હકીકતોના નિવેદન વાળા અમારા ઠરાવસામે છપાવ્યાં છે. તેમાં કોઈમાં પણ સત્ય વસ્તુનું નિવેદન કર્યું નથી. ફક્ત કડવા કણબી પાટીદાર શબ્દ વાપર્યો છે. એમાં પણ અમારે વિવાદ નથી. તેથી પણ ઉચ્ચ કોમના થાવ તેમાં પણ અમારે તો કહેવું નથી. અમારે તો ફક્ત સાધુ દીક્ષાનોજ પ્રશ્ન છે. કે જેમાં અમદાવાદ ગાદીએ શરૂના સમારંભથી તે હાલના આચાર્ય સુધી આયુષ્ય પર્યંતના બધા પુર્વાચાર્યો અને ત્યાગીઓએ અને હરિભક્તોએ કડક વિરોધ અને અવરોધ ચાલુ રાખ્યો હતો અને ગંદો પ્રચાર જારી રાખ્યો હતો અમારે બીજા પ્રમાણની કાંઈ જરૂર નથી અમે લખેલી બાબતમાં આખી અમદાવાદ ગાદીજ સ્વતઃ પ્રમાણ છે.

વડતાલના ત્યાગી સમસ્તે મળીને જે ઠરાવ કર્યો છે. તે અમદાવાદ ગાદીએ પાંચ-પેઢી પર્યંત પ્રવર્તાવેલા શિષ્ટાચારને તથા પૂર્વપ્રથા રિવાજ ધોરણ અને પૂર્વવૃદ્ધ બન્ને દેશના ત્યાગીઓએ કરેલા ઠરાવને અનુસરીને હોવાથી સત્સંગ અને સત્સંગની પ્રતિષ્ઠાને તેની એકતાને હાનિકર્તા અકર્યા પણ નથી. પરંતુ સર્વાંગ સત્સંગ અને તેની પ્રતિષ્ઠા અને તેની એકતાને વધારનારો અને તેની સ્થિરતાને કરનારો મહત્તમ છે. જેમ તમે માનો છો તેમ માનીએ તો આજસુધીના પૂર્વાચાર્યો ને પૂર્વવૃદ્ધ ત્યાગીઓ અને હરિભક્તોને પણ સત્સંગ અને તેની પ્રતિષ્ઠાને તેની એકતાને હાનિકર્તા અકામેપણ કહેવાનો પ્રસંગ આવશે કારણ કે તેમણે પાંચપેઢી પર્યંત કડવાઓને સાધુદીક્ષામાં પ્રવેશ આપ્યો નથી. એટલુંજ નહિપણ તેની સામે પ્રબલ વિરોધ અવરોધ જે તે રૂપમાં ચાલુ રાખ્યો હતો. એવો અપવાદ અમને આપવાથી એ અપવાદ તુલ્યન્યાયે આખી અમદાવાદ ગાદીને માથે અવશ્ય આવશે વળી અમારો ઠરાવ સત્સંગની કુસેવાને નહિપણ સુસેવાને કરનારો પ્રબલ છે. જો અમારા ઠરાવને કુસેવાકર(ક) આગ્રહથી માનવા જશોતો એ કુસેવાનો અપવાદ અમદાવાદ ગાદીનેપણ તુલ્યન્યાયે આવશેજ. અને તમારે અકામે પણ કહેવું પડશે. કે અમદાવાદ ગાદીએપણ સતસંગની ખરેખર કુસેવા કરી છે. વળી અમારા ઠરાવમાં કશીપણ ભયંકર ભૂલ થઇ નથી પરંતુ અભયંકર અભુલ છે. જો અમારા ઠરાવને ભયંકર ભૂલ તરીકે ઓળખાવા જશો તો એ અપવાદ આખી અમદાવાદ ગાદીનેજ માથે સમાન ન્યાયે અવશ્ય આવીને ચોટશે. કેમકે તેણીએજ તમો કડવા કણબીઓને સાધુ દીક્ષામાં પ્રવેશ આપ્યો નથી. એટલુંજ નહિ પણ ઘણો વિરોધ અવરોધ અનેક પ્રકારનો જાહેરમા જહેમતથી કર્યો છે અમારા ઠરાવને ભયંકર ભુલ કહો છો. તે તમને સર્વોપરી અનન્ય એકાન્તિક સત્સંગીપણાના અભિમાન વાળા સત્સંગીઓને બીલકુલ છાજતું નથી.

વળી તમો વડતાલના ત્યાગીઓને "માઠાં પરિણામનો તેઓએ ક્યારે પણ વિચાર કર્યો લાગતોજ નથી આમ જોતાં ઠરાવ દરેક અહિત કર્તા હોઈ અમો તે નભાવી લેવા જરા પણ તૈયાર નથી" એમ ધાક ધમકી ભર્યું ઉદ્ધતાઇ સૂચક અને અતિ કડવું છે. તેથી વડતાલ ગાદીમા નિર્ભય ત્યાગીઓ બીઇ જવાના નથી. આ ભયંકર અપશબ્દો તમારે અમદાવાદવાળાનેજ લખવાના હતા. કેમકે તેમણે જ તમોને સાધુ દીક્ષામાં ભયંકર અટકાવ પરંપરાથી કર્યો છે. "માઠાં પરિણામ" અમે નભાવી લેવા તૈયાર નથી એ શબ્દનો ખરો અર્થ તો શિક્ષા કે દંડ થાય છે. વડતાલ ગાદીના ત્યાગીઓ કે જેની સાથે દેશ, જાતિ, દેવ, આચાર્ય, આદિકનો કશો સંબંધ નથી તેમને માટે આવા ભયંકર શબ્દો લખો તે તમારેજ પ્રથમ વિચારવાનું હતું હવે જ્યારે માંઠા પુરિણામ ભોગવાવવાનો છેવટનો ભય બતાવો છો અને નભાવી લેવા જરા પણ તૈયાર નથી. તો હવે અમારે મિઠા પરિણામની આશા છેક છોડીને માઠાં કડવા પરિણામ ભોગવવા ન છુટકે તૈયાર રહેવું પડશે. વળી જો તમો એવા મહા સમર્થ હતા. તો દીક્ષામાં વર્ષોથી વિરોધ કરતા અમદાવાદવાળાને એવો મહાભય બતાવવો હતો. માઠાં પરિણામનો ભાવાર્થ તો એ વકીલની દ્રષ્ટિએ એ નીકળે કે દંડથી માર મારવો, કે કાયદાનો આશ્રય લઇને જાસ



કરાવવી એવો થાય, એટલું સારૂં છે કે અત્યારે જીવતા વિરોધી માટે એમ જલ્પો છો પણ પૂર્વ વિરોધી મુક્તોને માટે જલ્પતા નથી. વળી તમો વડતાલવાળા ત્યાગીઓને સત્સંગ અને તેની પ્રતિષ્ઠા અને તેની એકતાને હાની કર્તા, કુસેવા કર્તા, અહિત કર્તા, ભયંકર ભુલ કર્તા. અને માઠાં પરિણામનો વિચાર નહિ કર્તા અપમાનો છો. તે તમો વડતાલ ગાદીની પ્રતિષ્ઠાને હાનિ કર્તા, કુસેવા કર્તા, અહિત કર્તા, ભય કર્તા. કેમ નહિ કહ્યા ? વડતાલવાળાનો ઠરાવ તો સત્સંગ અને તેની પ્રતિષ્ઠા અને તેની એકતાને તથા પૂર્વ પ્રતિષ્ઠિત કરનારો, અભય કરનારો, સુસેવા કરનારો સર્વોત્તમ છે જેથી અમને એવો કશોજ દોષ દેવાનો નથી. તેવો દોષ દેવો હોય તો સ્વદેશ, સ્વાચાર્ય, સ્વત્યાગીઓ અને સ્વહરિભક્તોને દેશો, કારણકે તેઓજ તમારા દીક્ષા કાર્યમાં પાકા વિરોધી શત વર્ષથી બન્યા છે, આ પરેઆક મહંતજીના પત્રના પરેગ્રાફને મળતો છે. કેમકે તેમાં કુસેવા અને અહિત શબ્દ લખ્યો છે. એથી બન્ને જવાબના લેખક એકજ અલીક વકીલ વકી છે. વળી તમો તો "જરાપણુ" એવો શબ્દ લખીને અલ્પાંશથી નભાવી લેવા માગતા નથી. એટલે સર્વાંશથી નભાવી લેવા માગતા નથી એવો અર્થ નિકળે છે. એટલે એની ભયંકરતા વધુ સાબીત થાય છે.

△ "અમારી જ્ઞાતીનો સત્સંગ શ્રીજી મહારાજ અને નંદસંતોના વખતનો છે જે આજ દિન લગી સહવર્તમાન શ્રીજીની સર્વોપરી ઉપાસના અભંગ રહે છે." એમ એવું મહા અભિમાન રાખો છો તે બહુ સારૂં છે. સાથે સાથ એમ પણ સાચું સમજો કે જેમની સહવર્તમાન સર્વોપરિ ઉપાસના અનન્ય એકાંતિક અભંગ કરો છો તે શ્રીજી મહારાજ અને જેમને તમો નંદસંતો તરીકે સંબોધો છો એવા મોટાઓના વખતથી તે (ભુજમાં શ્રીજીના વખતમાં મહંત નંદસ્વામી આનંદાનંદજી હતા, પછી અચ્યુતદાસજી, અક્ષરજીવનદાસજી, કૃષ્ણચરણદાસજી મહાપુરૂષદાસજી શ્રીવલ્લભદાસજી અને અત્યારે શાસ્ત્રી ધર્મજીવનદાસજી છે તે સર્વેએ) તા. ૩-૪-૫૫ સુધી એટલે લગભગ સો વર્ષ સુધી કોઇપણ આચાર્યે ભુજના સાધુઓએ કચ્છી કડવા બાળકને સાધુ દીક્ષા આપી અપાવી નથી એ ઉપરથી જ શ્રીજીના સમયથી અને નંદ સાધુના વખતથી વિરોધ પ્રચલિત છે એમ સ્વયંસિદ્ધ થાય છે માટે જો અમારા ઠીક ઠરાવને "શ્રીજીના અનન્ય એકાન્તિક ભક્તોનો દ્રોહ કરનારો છે." એમ માનવા જશો તો શ્રીજી અને નંદસંતો અને તે પછીના બધા આચાર્યો, ત્યાગીઓ અને હરિભક્તો પણ તમારા દ્રોહકર્તા આપોઆપ ઠરશે કેમકે તેમણે તમામે દીક્ષામાં અટકાવ ઉઘાડો કરેલો જાણીતો છે જો શ્રીજી અને નંદસાધુ સુધીના સર્વે દ્રોહકર્તા થાય તોજ સમાન ન્યાયે અમો દ્રોહકર્તા ઠરીએ જો રોષાવેશથી વિના વિચારે અમને ભક્તદ્રોહી કહેશો તો આખી અમદાવાદ ગાદીને પ્રથમ ભક્તદ્રોહી કહેવાનો પ્રસંગ આવશે ન્યાય આગળ પક્ષપાતને સ્થાન અપાય નહિ.

વળી તમો ૧૫૦ દોઢસો વર્ષનો સતસંગ થયાનો કહો છો પરંતુ વસ્તુ સ્થિતિ તો એ છે કે પીરાણા ધર્મમાં અનુરાગવાળા તમોને સં-૧૯૬૮માં વાસુદેવપ્રસાદજીએ

પ્રાયશ્ચિત અને દેહશુદ્ધિ કરાવીને પાવન કરીને સતસંગી કર્યા હતા. એવી તમારી કબુલાત છે. એટલે ૧૯૬૮માં પ્રથમ સતસંગી થવા આવ્યા. એ છતાં તમો શ્રીજી વખતથી સતસંગી થવાનું કહો છો તે પરસ્પર વિરૂદ્ધ છે. અમારે એમાં કાંઈપણ નિસ્બત નથી કદાચ ૧૯૬૮ પહેલાં પીરાણા ધર્મમાં પ્રવિષ્ટ હોઈને સતસંગી થયા હો તો તેમાં પણ અમારે વિરોધ નથી. કેમકે સતસંગીઓ તો યવન અંત્યજ પર્યંતના હોઈ શકે છે. અમારે તો સાધુ દીક્ષા બાબત નિસ્બત છે. અમારું સત્ય કથન તો એ છે કે નંદ સંતોને આરંભીને અત્યાર સુધીના કોઈ પણ જુનવાણા સાધુઓએ કડવા કણબીઓને દીક્ષા આપી નથી એટલુંજ નહિ કેશ ત્યાગી પ્રબળ વિરોધ જે તે સમયમાં જે તે દ્વારે જારી રાખ્યો છે. એમ પણ સાંભળેલુ કે સ્વામી નિલકંઠદાસજી અને બીજા કેટલાક સાધુઓ તમો કડવાઓને સભામાં જુદા જ બેસારતા અને પુસ્તકો પણ વાચવા દેતા નહિ.

વળી "આ ઠરાવ પસાર કરનાર વ્યક્તિઓ શ્રીજીના ગુન્હેગાર બનશે. એમ અપવદો છો. જેમ દીક્ષામાં નહિ અધિકાર આપનારા શ્રીજી સુધીના પૂર્વાચાર્યો અને નંદ સાધુ સુધીના પૂર્વ ત્યાગીઓ અને પૂર્વ હરિભક્તો શ્રીજીના ગુન્હેગાર થયા નથી, તેમ ઠરાવ કર્તા અમો પણ શ્રીજીના ગુન્હેગાર લેશથી પણ થતા નથી. એવો ખોટો અપવાદ વડતાલના ત્યાગીઓને આપશો તો તુલ્ય ન્યાયે અમદાવાદની આખી ગાદીને માથે આપો આપ આવશે.

વળી ખુલ્લું કહીએ તો દીક્ષામાં વિરોધ કર્તા તો શ્રીજી અને નંદ સંતો અને તત્પશ્ચાત બધાજ મતાનુગતિ ન્યાયે થયા છે તો તેમને પણ માઠાં પરિણામ જે તે રીતાએ ભોગવવાં જોઈએ. વર્તમાનકાળવર્તિ ભોગવે, અને ભૂતકાળવર્તિ બચી જાય એ ન્યાય કહેવાય નહિ. ન્યાયતો સર્વને માટે સરખોજ હોવો જોઈએ. એમાં પક્ષપાત ચાલે નહિ તો ગોલોકાદિક ધામમાં ગયેલાઓને પણ જો કોઈ મંત્રથી કે તંત્રથી અહિં પાછા લાવીને તમારે જાતે ગુન્હા બદલ તેમની ઉપર વકીલ મારફતે કેશ ચલાવીને પણ માઠાં પરિણામ ભોગવાવશો કે કેમ? કે મોટા મુકતો જાણીને જતા કરશો કે કેમ? તેમની ઉપર અમારી ઉપર જેવું બળ બતાવો છો તેવું બતાવશો નહિ. એવી અમારી નમ્ર વિનંતિ છે.

વળી તમો પોતાની હાતી માટે "સહવર્તમાન શ્રીજીની સર્વોપરિ ઉપાસના અભંગ રહે છે. ........ આવા શ્રીજીના અનન્ય એકાન્તિક ભકતો" એમ આ શ્લાધા સૂચક શબ્દો લખીને કડવા હરિભક્તોને મહાભક્ત મનાવીને અમને તેમના મહાદ્રોહી ઠરાવીને શ્રીજીના ગુન્હેગાર હોઈને નરકગામી ઠરાવાનો નિગૂઢ આશય જણાવ્યો છે. બીજાઓ ઉપાસના કરે છે. પણ સહવર્તમાન નહિ, પરંતુ વર્તમાન મુકીને કરે છે, બીજાઓ શ્રીજીની ઉપાસના કરે છે પણ સર્વોપરી નહિ. પણ અસર્વોપરિ પણે કરે છે, બીજાઓ ઉપાસના કરે છે પણ તે અભંગ પણે નહિ પરંતુ ભંગ પણે કરે છે. બીજાઓ ભક્તિ કરે છે. તે અનન્ય એકાન્તિકી નહિ. પણ



અન્યની અનૈકાન્તિકી કરે છે. એ રીતે પોતાને મુખે બહુધા વખાણીને પોતાને મહાભક્ત કે જેનો અપરાધ પ્રાયશ્ચિત્તથી પણ નિવારણ ન થાય એવા અને ભગવાન પોતાના અપરાધને સહન કરે છે. પણ ભક્તના અપરાધને સહન કરતા નથી. એવા અનન્ય એકાન્તિક પણે ઠરાવીને અમને એમના મહાદ્રોહી હોઈને શ્રીજીના ગુન્હેગાર ઠરાવાનો દૂરાશય દર્શાવ્યો છે. આતો દૂરંત અભિમાન કહેવાય. આથી આ બધા ગલીચ ગાળોમય ઉપરના શબ્દો વડતાલ ગાદીના ત્યાગીઓના મનને મહા દુઃખ ભયંકર શોક અને દુઃખ કર્તા અવશ્ય થશે. એનો પણ વિચાર તમોએ કર્યો જણાતો નથી.

વળી જ્યારે સત્સંગ કે સત્સંગની બહારની દુનીયાને જાણ થશે, ત્યારે આ ઠરાવ પસાર કરનાર સાધુ સભા જરૂર નિંદાને પાત્ર બનશે. એમાં જરા પણ શંકાને સ્થાન નથી. એમ અભિનિવેષથી અમારા ઠરાવને અને ઠરાવ કર્તા અમને સત્સંગમાં અને બહારની દુનિયામાં નિંદા પાત્ર થવાનું કહો છો. તે યોગ્ય નથી. જેમ દીક્ષામાં વિરોધ કરનારી આખી ગાદી સત્સંગમાં અને બહારની દુનીયામાં નિંદા પાત્ર થઇ નથી. તેમ અમારો ઠરાવ અને ઠરાવ કરનારી સાધુ સભા નિંદા પાત્ર થશે નહિ. ઉલટું પ્રસંશાને પાત્ર થશે. વળી અમારા ઠરાવને અહિતકર માનો છો તે ખોટું છે. અમારો ઠરાવ જેમ અમદાવાદ ગાદીએ કરેલો કરાર તેમજ તેમણે દીક્ષામાં કરેલો વિરોધ અહિત કર્તા મનાયો નથી. તેમ અહિત કર્તા કદાપિ નથી.

△ અમારા ઠરાવને પ્રસિદ્ધ કે પ્રછન્ન રીતે સત્સંગમાં અને બહારની દુનીયામાં જાણ કરનારા અને પ્રસાર કરનારા તમોજ પ્રથમ છો. અમારા ઠરાવને નભાવી લેવા તૈયાર ન હો તો ગમે તેમ કરો. નભાવી લેવા તૈયાર નથી તે શબ્દ પણ એક માઠાં પરિણામ જેવો ધમકી રૂપ છે. હાર્દિક વિનંતિ કરો કે માર્મિક કરો કે માઠાં પરિણામ ભોગવાવવા કેશ કરો કે એથી પણ અધિક ભયંકર અપચાર કરો. પરંતુ અમારો ઠરાવ પાછો ખેંચી લેવાય એવો ખોટો નથી. કેમકે બહુ વિચારીને પૂર્વાપર પ્રમાણો અને બંન્ને ગાદી વચ્ચે થયેલો કરાર અને તમારી શ્રીજીને અને નંદ સંતોને આરંભીને સર્વેએ અભ્યસ્ત કરેલી પ્રથા રિવાજ ધોરણ અને શિષ્ટાચારને સર્વ પ્રકારે અનુસરીને કરેલો છે. અમારી હાર્દિક વિનંતિ તો એ છે કે અમદાવાદવાળાએ જે નિર્ણય અમને પૂછ્યા વિના એક તરફી આપખુદી ~~જોહુકમી~~ સત્તાથી કર્યો છે. તે પાછો ખેંચી લેવાનો છે. એ પ્રયાસ તમો કરશો એવી આશા છે.

આ જવાબ ઉપરથી તમો જાણશો કે તમારી સઘળી હકીકત ઢાલની બીજી બાજુ તરીકે સ્વીકારીને કર્યો છે. જેથી નિઃસંશય અને નિર્બાધ અને નિઃષ્પક્ષપાત છે. તમારા જવાબમાં કુસેવા અને અહિત શબ્દ આવ્યો છે. તે ઉપરથી બંન્ને જવાબોના લેખક એકજ વકીલ છે એ સિદ્ધ થાય છે.

વડતાલના અગ્રેસર ત્યાગીઓએ કરેલા ઠરાવમાં પીરાણા (મુમના) અને "ઉતરતી-જાતી" એ શબ્દો લખ્યા છે. તેની ઉપર બહુ જોર કરીને કડવા કચ્છી લોકો વડતાલ વાળાને બહુ દબડાવે છે. અને કેસ કરવાની ધમકી આપે છે. જેથી એ બાબત અમારે ન છુટકે કાંઈક નગ્ન સત્ય કહેવું પડે છે. મુમના પીરાણા કોને કહે છે. એ બાબતને બહુધા હિન્દુઓ જાણતા નથી. ગતાનુગતિ ન્યાયે વ્યવહાર કરે છે. તે તો તે લોકોજ જાણી શકે. મંડાળા પાસે આવેલા [illegible] ગામના એક વૃદ્ધ [illegible] નામના મુમનાને મંદિરમાં બોલાવીને ગામના સરપંચ મગનભાઈ તથા મંદિરના કોઠારી પટેલ જેસંગભાઈ અને મંદિરના સ્વામી શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીની સમક્ષ પુછતાં તેણે નિચે મુજબની હકીકત કહી છે.

"આજથી આશરે ચારસો પાંચસો વર્ષ પહેલાં એક સંઘ કે જેમાં બ્રાહ્મણાદિ બધી જાતિના જનો હતા. તે કાશીની યાત્રાએ જવા ઉત્સાહથી મોટો સંઘ નિકળ્યો. એ સંઘને મધ્યમાર્ગે એક ઓલીયો શક્તિશાળી મુસલમાન મળ્યો તેણે પુછ્યું કે આ સંઘ ક્યાં જાય છે? સંઘના આગેવાનોએ કહ્યું કે કાશીની યાત્રાએ જાય છે. પછી એ ઓલીયાએ કહ્યું કે તમને અહિંજ કાશી યથાસ્થિત બતાવું. પછી શ્રદ્ધાળુ સંઘે કહ્યું કે તમે બતાવો પછી તેણે કહ્યું કે જો મુસલમાન ધર્મ સ્વીકારવાની પ્રતિજ્ઞા કરો તો કાશી બતાવું. પછી માર્ગમાં બહુ કંટાળી ગયેલા સંઘે તે વાતની હા પાડી. પછીથી તેણે પોતાના મુખમાં ચમત્કારથી કે દંભાદિ ક્રિયાથી કાશી યથાસ્થિત બતાવી. આવો પરચો જોઈને બહું રાજી થયા અને એને કોઈ મોટો પુરૂષ માનવા લાગ્યા યવન ધર્મના સ્વીકારમાં પ્રથમતો એ ચમક્યા અને મનમાં બહું દુઃખ પામ્યા. પરંતુ સત્ય પ્રતિજ્ઞ હોવાથી અંતરની અનિચ્છા છતાં હા પાડી. પછીથી તેણે યવનની જાતિની અમુક ક્રિયાઓ ગ્રહણ કરાવી (જેને મુમનાઓ અત્યારે કરે છે.) અને વસવાટ માટે કચ્છ, ગુજરાત, કાઠીયાવાડ, આદિક દેશનાં ગામો બતાવ્યાં ત્યાં વસવાટ કર્યો કેટલાક નિર્જન કચ્છમાં ૮૪ ગામોમાં જુદા જુદા વસ્યા. કેટલા રોઝા, બારેજા પાસે આવેલા પીરાણા કુકરા વિગેરે ગામોમાં રહ્યા. એમને "મુમના" સંજ્ઞા આપેલી. ધર્મ ભેદથી બૌદ્ધધર્મનીપેઠે ચાર પ્રકારો સતપંથાદિ થયા, તેમાં સતપંથને શ્રેષ્ઠ કહે છે. એમના ચારેયના ગ્રંથો પણ જુદા જુદા લખાયા છે, (આ ઓલીયાનું નામ કહેલું પણ ભુલી ગયો છું) પીરાણા કે જે અમદાવાદથી બાર પંદર માઈલપર આવેલું છે. ત્યાં મુમનાઓ અને બીજા પણ ખરા મુસલમાનો યાત્રાએ આવે છે. તેને ધામ તરીકે માને છે. ત્યાં કચ્છના (મુમના) કડવા વિગેરે પણ આવતા અને રીવાજ મુજબ સુખડી એટલે (દશાંશ, વિશાંશ ધર્માદો) પણ આપતા અને યવન ધર્મની ક્રિયા કે જે મસિદમાં જવું. પીરની ઉપાસના કરવી, શબને દાટવું. પરણાવતી વખતે નક્કા પઢાવવા વિગેરેને કરતા હતા. આમાં બ્રાહ્મણાદિ બધાજ જાતિના લોકો જનોની પેઠે એક પંક્તિએ જમે છે" ભેદ રાખતા નથી. કચ્છમાં ૮૪ ગામો પૈકી ૭ ગામોના લોકો સ્વામિનારાયણ ધર્મમાં દાખલ થયા છે. એમ પણ તેણે વાત કરેલી.

ઉપરના કારણોથી મુમના કહે છે. પીરાણા એ કોઈ જાતિ જણાતી નથી, પણ ઓલીયા પીરે પ્રવર્તાવેલો મુસલમાની અંશથી ધર્મ છે, તેને બહુ નાતો વગર વિચારે



પાળે છે. તેમની કેટલીક ક્રિયાઓ સૈયદોને મળતી છે. સેથી લોકો ગમે તેમ વ્યવહાર કરે છે. આ ઇતિહાસથી એટલી વાત તરી આવે છે કે મુમનાઓ એ ખરી અસલ મુસલમાન જાતી નથી, પરંતુ સંગદોષને લીધે વટલાયેલી હિન્દુ જાતિ છે. જાતિ અને તેના ધર્મનો પ્રસાર પામી શકાય તેમ નથી જેનો જે નામથી વૃદ્ધપરંપરાથી વ્યવહાર થતો હોય તેમ લોલે લોલ ન્યાયે વ્યવહાર કરાય છે. વૃદ્ધવ્યવહાર પણ એક પ્રમાણ તરીકે મનાય છે. એમાં અજ્ઞાન્યા બિચારા લોકોનો પણ દોષ કાઢવા જેવો નથી. કેટલાક પીરાણા ધર્મને પાળે છે. યવનો સાથે ખાધા પિધાનો વ્યવહાર નહિ રાખતા હોય પણ ધર્મને લીધે મુંઝવણ તો ચાલતી હશે.

કચ્છના કણબીઓ બહુ પૂર્વે યવન ધર્મના સંપર્કવાળા પીરાણા ધર્મમાં અનુરાગી થવાથી પ્રથમ મુમના અને પાછળથી પીરાણા કહેવાતા. એમ પણ કચ્છી લોકો કહે છે. અને વહિવંચાના જુના ચોપડામાં પણ એવું લખાણ છે. એમ પણ કહે છે. કચ્છના એક હરિભક્તને પુછતાં એ કહે છે કે. મુમના અને પીરાણા એવો ભેદ મેં સાંભળેલો નથી. પણ જે અહિં અબડાસામાં કણબીઓ છે. તે પ્રથમ કણબી હતા. પણ ૮૦૦ વર્ષ પહેલાં પીરાણા ધર્મ સ્વીકારેલો જેથી તેઓ મુમના કણબી તરીકે કહેવાતા હતા અત્યારે તો તેઓ અહિં કડવા પાટીદાર તરીકે કહેવાય છે. પણ આગળના જુના દસ્તાવેજોમાં તેમને મુમના કણબી તરીકે લખતા. એમ કહે છે. ઉપરના કારણોથી અમારા ઠરાવમાં પીરાણા (મુમના) શબ્દ કંસમાં લખ્યો છે એમાં અમારે કંઇ તમારી જ્ઞાતીને ઉતારી પાડવાનો કે હલકાઈ કરવાનો આશય નથી ખરે પ્રસંગે ન છુટકે વસ્તુ સ્થિતિ કહેવી પડે છે.

હવે તમો સત્તર કોમથી "ઉતરતી" એ ઠરાવના જે શબ્દો ઉપર બહુ બાઝો છો તેમાં કારણ એ છે કે જાતે હિંન્દુ હોઇને યવન ધર્મનો અંશથી સ્વીકાર કરે એ અંશથી ઉતરતાપણું આપોઆપ આવે છે એમાં અમે શું કરીએ સત્તર કોમવાળા મચ્યા છે. તેવો પણ કરારના "આ આદિક ઉતરતી જાતીના પુરૂષો છે" આ શબ્દો ઉપર ફરીયાદ કરે કે એ અમને કરાર કર્તા અમદાવાદના વૃદ્ધ સાધુઓ અમારી જ્ઞાતીને ઉતારી પાડવા એ ભયંકર શબ્દો કેમ લખી શકે. તમો જેમ અમોને ફરીઆદ કરો છો અને દબાવો દબડાવો છો, તેમ સત્તર કોમવાળાઓ પણ કરાર કર્તાઓને દબાવે, દબડાવે, ધમકાવે તો શો પ્રતિ-ઉત્તર આપશો. કુંભકાર કે જે ઉચ્ચ કોઈ ને બ્રાહ્મણને પણ ઉતરવાના ઘર તરીકે શુદ્ધ માનેલો છે. અને વળી કડીઆ કુંભાર વિગેરે પણ ઉંચી જાતના મનાય છે એમાંનાજ મીસ્ત્રી નામથી કહેવાય છે. અને તેમાં તેમનામાં કોઈ જાતનો હિંદુ સિવાય બીજા ધર્મનો સંપર્ક નથી, એવી વસ્તી ઘણી છે ભાટ-બારોટ-ચારણ એ ક્રિયા ભેદથી સૂત માગધ બંદી તરીકે સંસ્કૃતમાં લખ્યા છે. આતો રાજવંશના પ્રસ્તાવ કર્તાઓ ઉચ્ચ કોમના મનાય છે. એ લોકો પાટીદાર વિગેરે ઉચ્ચ કોમનું જમતા હતા. પરંતુ હાલમાં તેથી પણ ઉચ્ચ થવાના હેતુએ તે બંધ કરીને બ્રાહ્મણ સિવાય કોઇનુ જમવું નહિ, એવો ઠરાવ કરેલો અને પ્રચલિત નામને બદલીને બ્રહ્મભટ્ટ એવી ઉચ્ચ સંજ્ઞાને ધરાવે છે. કાછીયા કે જે અત્યારે સ્વજાતિના નામથી વ્યવહાર નહિ કરતાં પટેલ નામથી વ્યવહરે છે. માળી કે જે દેવપૂજામાં

ઉપયોગી પુષ્પને લઈને આપનારા છે તેમને પણ અનુસ્ય તો કહી શકાય નહિ. કાઠી કે જેમને ક્ષત્રીય વંશમાં શ્રીજીએ ગણ્યા છે. લુહાર, સુતાર વિગેરે શિલ્પ કર્મ કરનારા છે. તે તો વિપ્ર વિશ્વકર્માના વંશજ તરીકે ખરા બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે. બારડ એક નાત છે. તે પોતાને પાટીદાર તરીકે મનાવે છે. આહિર, ભરવાડ, રબારી એ જુદા જુદા કહેવાય છે. પણ તે નંદજીના વંશના વૈશ્ય તરીકે ઓળખાવે છે. ભાવસાર કે જેમને સંપ્રદાય ગ્રંથમાં વૈશ્યવર્ણ તરીકે લખ્યા છે. ખતરી તો ક્ષત્રી વંશનાજ કહેવાય. વ્યાસ પણ કોઈ ઉતરતી ક્રિયાના વિપ્ર જ હશે.

સંઘવારો પણ વૈશ્યમાં પ્રવેશ પામે એવી જાતીનો મનાય છે. ભોઈઓ અને તરગાળો લખ્યો છે. તેને માટે અમે અજાણ્યા હોવાથી કશું કહિ શકતા નથી આમાં નહિ ગણેલી ફક્ત "એ આદિક ઉતરતી જાતીના પુરૂષો" એ શબ્દથી સંગ્રહ કરાતી બીજી પણ ઉતરતી જાતી લીધી છે. તેમાં ધારાળા પગી કે જે પરમાર તરીકે અત્યારે પોતાને આક્રોશથી ઓળખાવે છે. વડતાલના જોબન વિગેરે પગીઓને સંપ્રદાય ગ્રંથમાં ક્ષત્રીય તરીકે લખ્યા છે. સુરતના ઘાંચી તરીકે કહેવાતા હતા તે અત્યારે મોઢ તરીકે મનાવે છે. એમને સંપ્રદાય ગ્રંથોમાં ક્ષત્રીય તરીકે લખ્યા છે. ગોલા કે જે અત્યારે પોતાને રાણા (ક્ષત્રીયો) ઓળખાવે છે. ઢેડ જાતિના તો હરિજન તરીકે ગાંધીએ ઓળખાવ્યા છે. ઉપર પ્રમાણે જાતિ અને કુલનું ઉચ્ચપણાનું અભિમાન કપોળકલ્પિત જાતિ માત્રમાં જાણીતું છે. એવી તો બહુ બાબતો જુદી જુદી છે. વિવેચન કરતાં થાક લાગે છે. આમાં અમારે કશી નિસ્બત નથી. એટલુંજ કહેવું છે. કે ઉપરની કોમને "ઉતરતી જાતીના પુરૂષો" એમ કરારમાં પૂર્વ વૃદ્ધ અમદાવાદવાળાએજ લખ્યા છે તે બધા કડવાઓ દીક્ષાની પ્રવેશમાં નવી સ્થિતીને જોઈને તેઓ પણ સાધુ દીક્ષામાં પ્રવેશ માગે તો તેનુ નિવારણ શી રીતે કરવું તે અમદાવાદ ગાદીના આચાર્ય અને ત્યાગી હરિભક્તોએ વિચારવાનું છે સમાન ન્યાયે દીક્ષામાં પ્રવેશ તો માગી શકે મોટો સવાલ તો સાધુ થયા એટલે સહપંક્તિ ભોજનનો છે એમાંજ બધી કળાકુટ અને તાણાતાણ અને ખટપટ છે. સાધુ કર્યા એટલે સહપંકિતમાં બેસવાનો અધિકાર તો માગેજ હવે જો આ રીતનો ભરડો સેળભેળ કઢંગ, ભઢંગ, થાય તો સાધુ દીક્ષાનો કેવો ફજેતો ચોગાનમાં થાય, અને સાધુ નાતની કેવી હલકાઈ થાય તે વિચારી જુવો. અમારે તો એટલુંજ મનાવવું છે કે અમારા ઠરાવમાં જે એ શબ્દો લખ્યા છે તે વ્યાજબી રીતસરના, રિવાજ પ્રથા ધોરણ અને શિષ્ટાચાર મુજબના અને કરારને અનુસરીને છે,

અમારે કડવું કહીને આવું સુંઘણું કુટણું અનિચ્છા છતાં કરવું પડ્યું છે. તેતો ગેર સમજુતે સમજાવવાં માટે છે. ઉપરના શબ્દોને આગળ ધરીને અમારી ઉપર માઠાં પરિણામ ભોગવાવવા માટે કાયદાનો આશ્રય લેવાની ધમકી આપનારા કડવા કણબીઓને સાચુ સાચુ સમઝાવવા માટે છે બીજાતો આપો આપ સમઝશે. આ પ્રમાણે ધનજી પ્રેમજીના પત્રનો પ્રતિ ઉત્તર છે વડતાલના ત્યાગીઓ પ્રત્યેના એમના પ્રેમને ધન્ય છે

ઉપર પ્રમાણે આચાર્યશ્રી અને મહંતજી અને કડવા ધનજી પ્રેમજીના ઉત્તરનો પ્રતિઉત્તર આપ્યો.

---



અંજારથી ધનજી પ્રેમજીએ મારી ઉપર એ પત્ર રવાપુરથી રવાના કરેલા. તેમાં એકપત્ર સરકોલ દારૂ[illegible] કાઢેલ હતો. તે તો બહુ પ્રચાર કરીને અમારા ફજેતા માટે અથવા એમણે એમ માન્યુ હશે કે જવાબ નહિ મળવાથી એ પત્ર એમને નહિ મળ્યો હોય એમ જાણીને મોકલ્યા હશે તે તો બન્ને એકજ છે. હવે તા.-૧૩-૧૨-૫૬ નો મુદ્રિતપત્ર કે જે રવાપુરમાં થોડા કણબીઓની મળેલી સભામાં થએલા [illegible] રૂપ છે. અને તેમાં [illegible] વિચિત્ર ચારિત્ર્યચર્વણ કરવામાં આવ્યું છે. તેનો ઉત્તર સંક્ષેપમાં આપીએ.

⚠ આમાં અમારા તા. ૮-૧-૫૬ ના ઠરાવ પત્રનો તથા એ ઠરાવના જવાબરૂપ તા. ૩૦-૧૧-૫૬ નો આચાર્યશ્રીના પત્રનો તથા તા. ૩૦-૧૧-૫૬ અમદાવાદ મહંતજીના જવાબરૂપ પત્રનો તથા ધનજી પ્રેમજીએ તા. ૮-૧૨-૫૬ નો લખેલા જવાબરૂપ પત્રનો અનુવાદ તે પત્રોની મન ફાવતી અલ્પ હકિકત સાથે સંગ્રહરૂપથી કરવામાં આવ્યો છે. એ ત્રણેય પત્રના ઉત્તરો અનુક્રમે ઉપર સવિસ્તર અપાઈ ગયા છે પુરાવા તરીકે જે ખાત્રી પત્રો પ્રમાણપત્રો અને તે અંગે થએલી સભાની કાર્યવાહિનો વિગેરે બધી બાબતના જવાબો વિસ્તારથી અપાઈ ગયા છે. જેને ખાત્રીપત્રો તરીકે માન્યા છે તે વિચાર કરતાં ઘાત્રીપત્રો તરીકે ચોખ્ખા નિવડ્યા છે. કેમકે આ [illegible] વિરૂદ્ધ નિબંધ લખેલ છે. તેમાં તેનુંજ પ્રમાણ લીધુ છે. એમાં જે પંડિત સમકૃત નિર્મૂલ છે. તે સામે શાસ્ત્રી ચૈતનદાસજીએ સભામાંજ વિરોધ કર્યો હતો, એ બાબતને તે વખતે સભામાં હાજર રહેલા ઉમરેઠના જોષી હરિલાલભાઈ રણછોડજી કે જે આચાર્ય સાથે ગાઢ સંબંધ ધરાવે છે. તેમને પુછીને ખાત્રી કરશો. વળી તે સભાએ તો તમને સંસર્ગ દોષથી [illegible] ધર્મમાં અનુરાગવાળા પ્રાયશ્ચિત અને દેહશુદ્ધિથી પાવન કરેલા કહે છે. "નોટીસ" કે જેમાં દીક્ષામાં વર્ષોથી આનાકાની કરનારા ભુજના સાધુઓ લેવા કણબીઓ મિસ્ત્રીઓ વગેરે ને બીજા અમદાવાદ દેશના ત્યાગી હરિભક્તો વિગેરેને ભુજના ટેકેદાર ઠરાવીને તે સર્વેની સામે આપ ખુદ સત્તાથી ભયંકર નોટીસ કાઢી છે આ તો પ્રથમ વિરોધ દેશભરમાં હતા એ ખાત્રીપૂર્વક સાબિત કરી આપે છે જેને ખાત્રીપત્રો માનો છો તે તમારી પૂર્ણ અશુદ્ધિની અને દીક્ષા સામે વિરોધની ખાત્રી કરી આપે છે. તેમજ ગુજરાતના કડવા વિગેરે પાટીદારોની સહીઓ ઉપર આધાર રાખો છો. તેનો તો કશો પાયોજ નથી. એવી સહીઓ તો કરી આપનારા ઘણા મળે તેની સામે પણ કચ્છના લેવા પાટીદારો અને ભક્તરાજ મિસ્ત્રી જેરામભાઈ વિગેરેએ વિરોધો જાહેરમાં કર્યા છે. એટલે એ પત્રની કશી કિંમત આંકી શકાય નહિ. અને એ પત્રો તે વખતે આચાર્યે તથા ત્યાગીઓએ કશી ગણતીમાં લીધા નથી.

આચાર્યોની વિધિ વિનાની અધિકાર વિનાની સંમતિ, જે અમારી સામે અડાવો છો તેની પણ કશી અસર નથી નાતની બાબતમાં આચાર્યોએ આગ્રહ કે દબાણ લાવી શકાય નહિ. એમ આચાર્ય ભક્ત જેરામ મીસ્ત્રીએ ખુલ્લું જણાવ્યું છે. ભુજના શ્રીજી અને નંદ સંતોના સમયથી દીક્ષામાં આનાકાની

કર્તા ભુજના સાધુઓની સંમતિ તો "એકમુષ્ટીના પ્રહારથી હા. એ ખાખર છે, હા એ ખાખર છે" એના જેવી કે પરાણે બ્રાહ્મણી કર્યા જેવી દબાણથી કકળતા હૃદયની, રુધિર પ્રદિગ્ધ, છે. તેમણે તે સંમતિ પત્ર લખ્યો છે તેમાં પણ તેઓ કે સુરાં વડતાલ ગાદીના ત્યાગી બંધુઓને પુછીને કરવું નહિતો વિક્ષેપકર થશે એમ ચોખ્ખું સૂચન કરેલા આવ્યા છે. એટલે એની પણ કોઈએ તેવી અસર નથી અમદાવાદના કેટલાક સાધુઓનાં સહીઓ છે તેમાં તો પુઅકળ પોલ પોલ છે. જે અમોએ જવાબમાં જણાવ્યું છે એટલે એનીતો કશી કિંમત નથી.)

તમો જે 'અને આગળથી ચાલ્યા આવતા નામ નોંધ પ્રમાણે ભાટ બારોટના ચોપડેથી ભાટે આચાર્યશ્રીને મોકલી આપેલ છે" એમ એ એક ખાત્રી પત્રો તરીકે માનો છો તે પણ તમને કોઈપણ પુષ્ટિ કર્તા નથી. કેમકે ચોળકાથી એક બારોટે મારી ઉપર તમારા કહેવાથી પત્ર લખ્યો છે. તેમાં તે તમને કડવા જ્ઞાતીના કહીને પણ અગાઉ પિરાણા ધર્મ પાળતા હતા: એમ લખે છે એટલે એ પણ તમારી અશુદ્ધિને જણાવનાર હોવાથી તમારી વિરૂદ્ધમાં જાય છે. આચાર્ય પાસેની કાર્યવાહીની સઘળી ઉપર મુજબની અમારી જાણમાં છે. તે તમોએ પત્રો છપાવીને જગજાહેર કર્યું છે. છાનું કશું રાખ્યું નથી. જેથી અમે કિંચિત પણ એમાં દુર્લક્ષ કર્યું નથી. પણ સુલક્ષ કર્યું છે. તમે જે કાર્યવાહીની કહી તે તો અકાર્યવાહીની સપ્રમાણ છે. આચાર્યને ત્યાં ફાઈલનું લખો છો તે નવીન નથી. મહંતે પણ વ્યવસ્થિત ફાઈલ રાખી છે. તે બન્ને એકજ હશે તેનું ફારસ થઈ ગયું છે.

તમો "સત્સંગમાં કોઈ અનિષ્ટ અશુદ્ધ તત્ત્વ દાખલ થતું હોય તો સાધુ પુરૂષોની ફરજ છે. કે તેથી સત્સંગની રક્ષા કરવી પણ સાથે સાથે એ પણ જોવાનું હોય છે કે નિર્દોષપર દોષારોપણ તો નથી થતો જ ના" એમ લખ્યું છે. દીક્ષામાં અનિષ્ટ અશુદ્ધ તત્ત્વ તરીકે કડવાઓને આખી ગાદીએ સત્સંગના સમારંભથી માન્યા છે. અને એ બાબતને આગળ ધરીનેજ સાધુ દીક્ષામાં અટકાવ કર્યો છે. એમ કરીને ઇપ્સિત સત્સંગની રક્ષા કરી છે એ ફરજ સાધુ પુરૂષોએ યથાર્થ બજાવી છે. અને તેઓએ નિર્દોષ ઉપર દોષારોપણ માન્યું નથી. એમણે સાથેસાથે નિર્દોષ ઉપર દોષારોપણ આવતુ નથી. એવો પણ વિચાર કરેલો છે. એટલે જે અત્યારે નિર્દોષ વડતાલ ગાદીના ત્યાગીઓ ઉપર દોષારોપણ કરો છો તે તમોને અનિષ્ટ અશુદ્ધ તત્ત્વ તરીકે ગણીને દીક્ષામાં પ્રવેશ નહિ આપનારી અમદાવાદ ગાદીને જ આપશો. અમારે તો લેવા દેવા નથી તમારા શબ્દમાં કહીએ તો સત્સંગમાં અનિષ્ટ અશુદ્ધ તત્ત્વને દાખલ નહિ થવા દેવાની અમદાવાદના સાધુ પુરૂષ નિધળક થઈને ફરજ બજાવી છે. એવા નિર્દોષ સાધુ ઉપર દોષારોપણ દુરંત કરો છો. તે સંપ્રદાયના આરંભથી સત્સંગી હોવાનો દાવો કરનારા તમોને ભૂષણ નથી પણ દૂષણ રૂપ છે વળી તમો જે "આવા યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના આ ઠરાવ થયો હોય એમ અમારું માનવું છે" એમ લખો છો તેતો સાવ સત્યથી વેગળું છે. અમોએ જે ઠરાવ કરેલો છે. તે યોગ્ય અયોગ્યનો પુરેપુરો દીર્ઘ વિચાર કરીને કરેલો છે. તે ઉપરના વિવેચનથી ખાત્રી કરી લેશો. અમને વડતાલ વાળાને યોગ્ય અયોગ્યનો વિચાર નહિ કરનારા કહો છો તે તમને પાંચ પેઢીથી સત્સંગી હોવાના અને પોતાને એકાંતિક સર્વોપરિ અભંગ ઉપાસનાના અભિમાનવાળાઓને યોગ્ય નથી. નિર્દોષ ઉપર આતો દોષારોપણ છે. સાથે સાથ તમારે પણ વિચારવાનું હતું કે નિર્દોષ ઉપર દોષારોપણ થતું તો નથી નાં યોગ્ય શું અને અયોગ્ય શું એનો નિર્ણય તો સંપ્રદાયના રિવાજ ધોરણ શિષ્ટાચાર વિગેરે પ્રમાણથી કરી શકાય.

તમો જે "આથી આપણી જ્ઞાતીને ઘણાજ દુઃખની સાથે આશ્ચર્ય થાય છે કે આમ કરવા પાછળ શું હેતુ છે. તે કાંઈ સમઝાતું નથી" એમ ઉઘડ લખો છો. તમારી જ્ઞાતીને દુઃખ કે આશ્ચર્ય પામવા જેવું કશું નથી તમને કડવા કણબી સત્સંગી તરીકે સંપ્રદાયે સ્વીકાર્યા છે. એટલાથી સંતોષ માનવાનો છે. દીક્ષામાં કારણસર વર્ષોથી તમારા દેશ બંધુઓએ અટકાવ કર્યો છે. તે દુઃખ તો અસંતોષનું હોઈ ને અમારાથી મટે એમ નથી. અમને ઘણા કુમતિ લોકો મુંડિયા, આકાશમાંથી અધર પડેલા, ઉતરતી કોમના, પૃથ્વીના ભારરૂપ, ખાવાનું ન મલ્યુ ત્યારે સાધુ થયા એમ કહે છે. વળી આપણી સરકાર તો સાધુ કોમને ભારરૂપ, નિરૂદ્યમી; માનીને લાયસન્સ લેવાનો અને તેમાં જે કોઈ દોષ થાય તો ૫૦૦) રુપીયાનો દંડ અને એક વર્ષની સજા કરવાનો, અને સાધુ કોમનો કમી કરવાનો કાળો કાયદો કરવા મથે છે. આ દુઃખ તો દુઃસહ દુરંત છે ઇત્યાદિ અનેક અસહ્ય દુઃખો સહન કરીએ છીએ. એમાં આશ્ચર્ય ચકિત થવા જેવુ કાંઈજ નથી. વળી તમારે પણ અમારૂં દુઃખ જોવુ જોઈએ. તમો દુઃખની વાત કરો છો તે સ્વકર્મનીજ માનો. સર્વને સુખદુ;ખ દેનાર કર્મજ. છે. બીજા કોઈ નથી. એમ માનશો તો દુઃખ નહિ થતા સુખ થશે. એમાં સમજવા જેવો હેતુ કશોય છાનો નથી જે છે તે ઉઘાડો છે.

વળી તમો "આથી આપણી જ્ઞાતીની આબરૂ જે હોય તે ભયમાં મુકાઈ છે" એમ ઉઘાડ માનો છો પણ તે તેમ નથી. જ્ઞાતિની આબરૂ ભયમાં મુકાતી નથી કેમકે કડવા તરીકે સ્વીકારીને સત્સંગી તરીકે પણ સ્વીકાર્યા છે. વાંધો અમદાવાદ ગાદીએજ આરંભથી દીક્ષામાં લીધો છે. તે તો સાધુ કોમની ઉચ્ચ આબરૂ સાચવવા માટે છે. જેમ ૨૭ કોમને દીક્ષામાં ઉતરતી ગણીને અધિકાર તમારા વૃદ્ધોએ આપ્યો નથી. તેમ તમારે માટે પણ તમારાજ વૃદ્ધોએ વિરોધ કર્યો છે. એમ કરવામાં હેતુ એ છે કે પોતાની સાધુ કોમની આબરૂનો ભય ઉપજ્યો છે. એ ભય સાચોજ છે તમોને દીક્ષામાં દાખલ કરતાં બીજી અનેક ઉતરતી જ્ઞાતિનો પ્રવેશ થવાનો મહાભય, કરાર કરતાં અમદાવાદ ગાદીના વૃદ્ધોનેજ સમઝાયો છે. અમે ઉતરતી કોમને દીક્ષામાં સ્વીકારીએ તો અમારી કોમનું ઉતરતાપણું એની મેળેજ આવે. એ સહજ છે. એથીજ વૃદ્ધો જ્ઞાતિની શુદ્ધિ રાખવા તત્પર રહ્યા છે. જો જ્ઞાતિના દુઃખની અને તેની આબરૂનો ભય માનતા હો તો તે તમારી ગાદીના આચાર્ય, ત્યાગી હરિભક્તોની આગળ નિવેદન કરવાનું હતું તેમણે વર્ષોથી દુઃખને ભય માન્યો નથી. એ ચોકખી વાત છે. અમારી ઉપર તો ખોટુ દુઃખ અને ધોખો લગાડો છો. આબરૂની તો સર્વને ઇચ્છા રહે છે વળી તમો "આ ઠરાવ જો કાયમ રહે તો ને તેનો

અમલ થાય તો આ ઠરાવ કચ્છના સત્સંગી એકતાને વિખેરનારો છે અને પરિણામે તેની અસર આખા સત્સંગ ઉપર પડશે" એમ માનો છો તે તદન ખોટું છે. અમારા ઠરાવનો કાયમી અમલ થાય તો પણ કચ્છની એકતાને વિખેરનારો થાય તેમ નથી. પૂર્વે દીક્ષામાં વિરોધ કરતા અનેક ઠરાવો કડવા માટેજ થયેલા છે. અને તે બીજે નહિ પણ ભુજમાંજ થએલા છે. છતાં તેની એકતા વિખેરાઈ નથી. સેંકડો વર્ષોથી સત્સંગી હોવાનું કહો છો અને સાધુ દીક્ષા કોઈ કડવાને અત્યાર સુધી ભુજ મંદિરે અપાઈ નથી. તે કાંઈ એકતાને વિખેરનારી થઈ નથી. ઉલટી એકતાને દૃઢ કરનારી થઈ છે

વળી પૂર્વે બન્નેય ગાદી વચ્ચે સહભોજનમાં ભંગાણ જબ્બર પડેલું ત્યારે પણ બીજી બધી બાબતમાં બન્ને દેશ વચ્ચે એકતા રહી હતી. અને યાત્રાદી પ્રસંગે જતા આવતા ત્યાગીઓની સંભાવના તો સ્નેહથી-થતી હતી. તેમ અત્યારે પણ થાય તેથી એકતાને ભય નથી. જો એકતાને વિખેરનાર માનતા હો તો તમારે જ એવા સાધુ દિક્ષાનો દુરાગ્રહ ન કરવો હતો દુરાગ્રહ તો ભુજના સાધુ સામે દુરંત દુઃસહ કરેલો છે. તે ઈતિહાસને પાને તમો એજ ચિતરેલો છે. અમારા ઠરાવની પરિણામે અસર આખા સત્સંગ ઉપર પડવાની નથી. અમદાવાદ ગાદીમાં તો બહુ વર્ષોથી કડવા કણબીઓને દીક્ષા નહિ આપવાની અસર ચાલુ જ હતી. એમાં વડતાલ ગાદીને તો કાંઈ લેવા દેવા નથી ફક્ત આતો કડવાઓને દીક્ષા આપવાની બાબત છે. બીજી કોઈ જ્ઞાતિની બાબતમાં નથી. કડવા કણબીઓને દીક્ષા નહિ આપવાનો ઠરાવ ભુજના સાધુઓએ કરેલો અને તેનો અમલ કાયમી તમારે હિસાબે દોઢસો વર્ષથી ચાલુ રહ્યો હતો. તેની પાછળ બન્ને ગાદીઓમાં પણ વ્યાજબી જાણીને કાયમી રહ્યો હતો. છતાં ભુજના સત્સંગની એકતા અને બીજા બધા મંદિરોની એકતા કાયમી રહી હતી. એટલે તમારું એ કથન વિકત્થન જેવું છે. દીક્ષાદાનથી એકતા અને અદાનથી અનેકતા અભિમાનો છો તે એક પક્ષપાતી વલણ છે બીજી ઉતરતી નાતો દીક્ષા લેવાની ખટપટ કરે તો અનેકતા અવશ્ય થાય જ.

વળી તમો "આ પ્રકરણ ઘણા લાંબા વખતથી ચાલુ રહ્યું હતું. જેથી હરિભક્તોમાં અસંતોષ રહ્યા કરતો હતો" આ તમારા શબ્દો બહુ વર્ષથી સાધુ દીક્ષામાં ચાલતા વિરોધ ને સૂચવનારા છે. અને તેથી અસંતોષને સૂચવનારા છે.

વળી તમો તેનો લાભ લેવા શ્રીજીના બંધારણથી જુદા પડતા પક્ષો તરફથી પોતાના પક્ષમાં ભળી જવા આપણને આમંત્રણો મલ્યાં હતાં પરંતુ તેવાં આમંત્રણો ન સ્વિકારતાં સંપ્રદાયના સિદ્ધાંતને વળગી રહી આપણાપર આવેલી આપત્તિઓને સહન કરીને પણ કચ્છના સત્સંગની એકતા કાયમ રાખી છે" એમ અમારી સામે અધીક શબ્દો લખ્યા છે આ ફકરો તો વિવિધ વિચિત્ર વિષમ બાબતને બતાવનારો છે. ભૂજમાં સાધુ દીક્ષા નહિ આપવાને કારણે આપત્તિ ગ્રસ્ત માનતા કડવા કણબીઓને જાણીને એનો લાભ લેવા શ્રીજીના બંધારણથી જુદા પડતા પક્ષો કે જે વઢવાણવાળા કે મણીનગરવાળા કે ઓચાસણવાળા વિગેરે છે તેઓએ તમને પોતાના પક્ષમાં ભેળવીને પોતાનો પક્ષ વધારવા આમંત્રણો આગ્રહથી આપ્યાં હશે.



પરંતુ તમોએ એ વિમુખોના આમંત્રણો ન સ્વિકારીને સંપ્રદાયના સિદ્ધાંતને વળગી રહીને સ્વચ્છ કચ્છના સત્સંગની એકતા કાયમ રાખી છે. એ બહુ સારું કર્યું છે. ભૂજના સાધુઓ અને લેવા કણબીઓ વિગેરે સાધુદીક્ષામાં વિરોધ કરતા હોવાથી રીસાઈને તમોએ વઢવાણ પક્ષમાં કે બીજા પક્ષમાં ભળવાની બીક કે દબાણ કરેલું હોવું જોઈએ. પરંતુ પ્રત્યક્ષ શુદ્ધિને પેઢીઓથી દેખતા ભૂજના સાધુઓ અને તેની પાછળ બીજા અમદાવાદી ત્યાગીઓએ રહીને તમને સાધુ દિક્ષામાં પ્રવેશ આપ્યો નહિ. અને એ ઠરાવ અમલી કાયમી રહ્યો, અમદાવાદ દેશે વિરોધ કરેલો જોઈ જાણી અનુભવીને વડતાલ દેશમાં ભળવાને પણ વિચાર કરેલો એમ પણ સાંભળવામાં આવે છે. જો તેમ થયું હોત તો લક્ષ્મીનારાયણ દેવના દેશને બહુ મોટી પુષ્ટિ થાત અત્યારે જીવીકા વૃત્તિ માટે તો નડીયાદ, વડોદરા, આણંદ, બોચાગામ વિગેરે ઘણાક લક્ષ્મીનારાયણ દેવનાં ગામોમાં લાકડા વેરવાની મીલ સ્થાપીને રહ્યા છો અને નિર્જન નિર્જલ નિરૂધમ કચ્છ દેશ કરતાં આ દેશમાં સારા પોષણને પામી રહ્યા છો એટલે અત્યારે તમો લક્ષ્મીનારાયણદેવના દેશના ત્યાગીઓ સામે કેસ કરવા સુધીની કડવાશ વાપરી રહ્યા છો તે યોગ્ય નથી. એમ પણ સાંભળ્યું છે કે પિરાણા ધર્મમાં ભળેલા ઘણા હિંદુઓએ યવનનો આચાર છોડી દઈને દેશમાં લક્ષ્મીનારાયણના મંદીરો કરાવ્યાં છે. એ દ્રષ્ટિએ જોઈએ તો વડતાલ દેશમાં ભળવાથી એકતા વધારે રહેત. હવે થયું તે ખરૂં. ઈશ્વર ઈચ્છા બલવાન છે. સંકલ્પો વિકલ્પો તો બહુ બહુ કર્યા પણ દેશને છોડી શક્યા નહિ એ બહુ સારુ કર્યું છે. કચ્છમાં દીક્ષામાં અટકાવ કરનારા એકલા સાધુઓજ નહિ પણ જેમાંથી સાધુઓ થયા છે. તે આખી લેવા કણબીઓની નાત અને બીજા મિસ્ત્રીઓ વિગેરે પણ વિરોધમાં હતા. છતાં કચ્છની એકતામાં કશોય વિરોધ આવ્યો જણાયો નથી. લેવાઓ કચ્છી કડવા કણબીઓ સાથે વર્ષોથી સહ ભોજન કરતા નથી અને હાલ અને ભવિષ્યમાં પણ કરવા ઈચ્છતા નથી છતાં પણ સત્સંગી તરીકેની એકતા તો ભુજ કચ્છમાં રાખી રહ્યા છો. એ બહુ સારુ છે. શ્રીજીના સિદ્ધાંતથી જુદા પડતા પક્ષો તો અબજીબાપા વઢવાણ ઓચાસણ વિગેરે છે. તેમાં તમે ભરાયા છેતરાયા નહિ અને સંપ્રદાયના સિદ્ધાંતને વળગી રહ્યા એ પણ બહુ સારૂ કર્યું છે. કચ્છના સત્સંગની એકતાને વિઘાત કરનારો પક્ષ તો કચ્છમાંજ અબજી બાપાનો વર્ષોથી પ્રચલિત છે. તેમાંતો નહિ ભળ્યા હશો.

વળી તમો આ "એકતાને કાયમ રાખવા આપણે આ ઠરાવને નભાવી લેવા જરા પણ તૈયાર નથી." આ શબ્દો ભયંકર છે. અમારા ઠરાવને નભાવી લ્યો તો પણ કચ્છની એકતા તો કાયમ રહી છે. અને રહેશે એકતાને રાખનારા તો બીજા છે. નભાવી ન લેવા માગતા હો તો હવે ગમે તેમ કરો છુટ છે. અમારા જેવોજ ઠરાવ ભૂજ મંદિરે અને તદનુસારે બીજા અમદાવાદી મંદિરોએ વર્ષોથી કરેલો અને તે કાયમી અમલી રહેલો અને તેને પરિણામે દોઢસો વર્ષ સુધી એક પણ કડવા બાળકને સાધુ દીક્ષા આપી નથી આવો આત્યંતિક વિરોધ નભાવી લીધો તેમ અમારા ઠરાવને પણ તુલ્ય ન્યાયે નભાવી લેશો એક પક્ષને નભાવી લ્યો અને એક પક્ષને ન નભાવી લ્યો એ તો પક્ષપાત કહેવાય. બહુ નભાવી

નહિ પણ જરા તો નભાવી લેશો. એવી વિનંતિ છે. સંપ્રદાયથી જુદા પડેલા પક્ષો બોચાસણ વગેરે તો સંપ્રદાયમાં કોઈને કારણસર અસંતોષ રહે તો તેમને આમંત્રણથી અને બીજી લાલચ મોટા પગાર વગેરે ઉપાયોથી ભોળવી છેતરીને પણ પોતાના વિમુખ પક્ષમાં લઈ જવાની બહુ કોશીશ કરી રહ્યા છે. એવો પણ ભાવાર્થ નિકળે છે. એમને તો પક્ષ વધારવાની અને તેમ કરીને સંપ્રદાય સાથે હરિફાઈ કરવાની પ્રવૃત્તિ છે.

છેવટે તમો "આપો આ સભા તે ઠરાવનો સખત વિરોધ કરે છે તે સ્વામીઓને યોગ્યાયોગ્યનો સત્યાસત્યનો નિર્ણય કરી તે ઠરાર પાછો ખેંચી લેવા વિનંતિ કરે છે. જો તેમ કરવામાં નહિ આવે તો ન છૂટકે કાયદાનો આશ્રય લેવાની ફરજ પડશે. તો તેમ કરશો સ્વામી તમામ જ્ઞાતિ બંધુઓ સંમત છીએ" એમ તમો છેલ્લી હદનું લખો છો. અમોએ જે ઠરાવ કરેલો છે તે યોગ્ય અયોગ્યનો, હિત અહિતનો, સત્ય અસત્યનો, દીર્ઘ વિચાર કરીનેજ આ ઠરાવ કર્યો છે અને તે પણ સંપ્રદાયની પ્રથા રિવાજ ધોરણ શિષ્ટાચાર અને પૂર્વે બન્ને ગાદી વચ્ચે થએલા કરારને લક્ષમાં લઈને કર્યો છે. તે પાછો ખેંચી લેવા જેવો છેજ નહિ. તમો વડતાલ ગાદીના ત્યાગીઓને યોગ્યાયોગ્યનો અને સત્યાસત્યનો વિચાર નહિ કરનારા અબુધો છો તે તમને ઉચીત નથી. યોગ્ય શું અયોગ્ય શું. સત્ય શું અસત્ય શું એનો નિર્ણય તો સંપ્રદાયના રિવાજ ધોરણ શિષ્ટાચાર વિગેરે પ્રમાણોથી કરી શકાય છે. પણ ઉપર ફિમાંગડ ઉટાંગ કશું ચાલતું નથી. તે પ્રમાણે જ અમે નિર્ણય કર્યો છે. જો યોગ્યાયોગ્યનો સત્યાસત્યનો વિચાર કર્યા વિના નિર્ણય કર્યો હોય તો પાછો ખેંચી લેવાનો પ્રસંગ આવે તેતો છેજ નહિ. એમાં વિનંતિની જરુર નથી. અમે ઠરાવ પાછો ખેંચી ન લઈએ તો કાયદાનો આશ્રય ફરજથી લેવાનો કહો છો. આતો છેવટનો વડતાલ ગાદીના ત્યાગીના માટે દંડ કરવા જેવું છે. તમારા શબ્દોમાં કહીએ તો શ્રીજી અને નંદ સાધુના વખતથી તમો સત્સંગી થયા છો પરંતુ તે વખતને આરંભીને અત્યાર સુધી પ્રબળ વિરોધ કરનારી આખી અમદાવાદ ગાદી ઉપર કાયદાનો આશ્રય લેવાનો હતો તે તમે અત્યાર સુધી લીધો નથી. એ આશ્ચર્યની વાત છે તે વખતે કાયદો ન હતો કે શું? એ વિરોધને બાપે દાદાએ પણ ઠેઠ સુધી નભાવી સહન કરી લીધો છે ચૂં ચું ચિંત્ પણ કર્યું નથી તે એ અભ્યસ્ત ન્યાયે નભાવી લેશો હવેજો નિરપરાધી વડતાલ ત્યાગીઓને કાયદાનો આશ્રય લઈને દંડ સજા કરાવવાનો દુરાગ્રહ હોય તો અને તમને અનન્ય એકાન્તિક સત્સંગીઓને શોભતું ઘટતું આવતું હોય તો તેમ સુખેથી કરશો. અમારો કોઈ ઉપાય ચાલે નહિ. "કાયદાનો આશ્રય લેવાની ફરજ પડશે. ...નભાવી લેવા જરા પણ તૈયાર નથી" એ શબ્દોનો કેવો મહાભય જનક અર્થ થાય છે. તે કોઈ સારા વકીલને પૂછીને નક્કી કરી નાખશો. બળવંત કચ્છી લેવા સાધુઓએ અને અમદાવાદની આખી ગાદીના સાધુઓએ વિરોધ વર્ષોથી કર્યા કર્યો છે અને તે સામે તમોએ ચુપચાપ ચાલુ રાખી હતી. પણ તેઓ તમારા ખરા દ્રોહીઓ ઉપર કાયદાનો આશ્રય કેમ લીધો નહિ અને કેમ તેને નભાવી લીધો. અને કેમ અચકાઈ થોભાઈ રહ્યા. એ સર્વએ જાણવા જેવી વાત છે. કાયદાનો આશ્રય લેવામાં આગેવાન બનેલા તમોએ તમામ કડવા જ્ઞાતી



બંધુઓની સંમતિ લેવી એ પણ કાયદેસરનું કામ છે. હવે તમારે જ્ઞાતીજનોને પુછવા પણ રહ્યું નહિ. અને કાયદાના આશ્રય અંગે થનારા ખર્ચાનો પણ સવાલ સાથે સાથ ઉકલી ગયો. અમને તો આખી નાતનો ઠરાવ સામે છે એમ અમને બીક બતાવવા અમારા માટેની આ જબરી યોજના છે. જે લક્ષ્મી સહ નારાયણના વિશાળ દેશમાં વસીને અત્યારે સારી ઝવીકા વૃત્તિને મેળવીને સુખી થયા છો. એ નીતિશાસ્ત્ર પ્રમાણે સ્વદેશ કહેવાય એવા શ્રીલક્ષ્મીનારાયણ દેશના અનુયાયી ત્યાગીઓ માથે વિના અધિકારે કાયદાનો આશ્રય લેવાની ધાક ધમકીઓ છપાવીને જાહેરમાં કરો છો. એ હદપાર ભયંકર છે. એ અંતરમાં શાન્તિ સમયે વિચારી જોશો.

વળી આ પત્રમાંની એક વાતનો જવાબ તો રહીજ જાય છે તમારા પત્રમાં "પારીખા ગામે શ્રીહનુમાનજીના શતાબ્દી ઉત્સવ સમૈયામાં તે થયેલ ઠરાવનો અમલ કરવા વડતાલના કેટલાક સાધુઓ તરફથી કોશિષ કરવામાં આવી હતી. એવું અમોને જાણવા મળ્યું છે." આજે પ્રસંગ વિનાનું કથન છે તેની તમારે કશી પણ જરૂર ન હતી. એ બાબતમાં તમારે કંઈ પણ શિયારાપણું નથી. પારીખા એ વડતાલ ગાદીના તાબામાં આવેલું એક ગામ છે. તેમાં હનુમાનજીનો શત વાર્ષિક પ્રતિષ્ઠોત્સવ હતો. તે પ્રસંગ ઉપર કેટલાક હરિભક્તો બંન્ને આચાર્યોની પધરામણીને પ્રચ્છતા હતા. કંકોત્રીથી આમંત્રણો પ્રથમ અપાયાં હતાં અને સતમંગીએ રૂબરૂ પણ પ્રાર્થના કરતાં એ વાત નક્કી થઈ હતી. આ અવસરે અમદાવાદમાં આચાર્ય ચડશે ભરાઈને બે નવા કચ્છી કડવા બાળકને દીક્ષા આપી હતી. એમાં ત્યાગીઓ જોરમાં આવ્યા હતા. આ વાત જાણતાં વડતાલનો સમગ્ર ત્યાગી વર્ગ રીસાઈ ગયો તે પરિણામે ત્યાગીઓની જનરલ સભા મળી તેમાં બહુ વાટાઘાટ અને દીર્ઘ વિચારણાને અંતે નિચે મુજબનો ઠીક ઠરાવ થયો તેની નકલ નિચે મુજબ છે.

નકલ

તા. ૧૮-૧૧-૫૭

△ આજરોજ વડતાલ લાયબ્રેરીમાં શાસ્ત્રી હરિજીવનદાસજીના પ્રમુખપદે બધા ત્યાગીઓની સભા મળેલી તેમાં ત્યાગી દીક્ષાના સંબંધમાં જે ઠરાવો પૂર્વે થયેલા છે. તેને સર્વાનુમતે માન્ય રાખે છે.

પારીખા ગામમાં મૂર્તિપ્રતિષ્ઠાનો પ્રસંગ છે. ને તે ઉપર અમદાવાદના આચાર્યશ્રીને તથા સાધુ પાળાઓને આમંત્રણ છે. હાલમાં નવા બે મુમનાઓને સાધુ કરાવવામાં આવ્યા છે. તેની સાથે સેળભેળ થવાનો સંભવ છે. માટે અમદાવાદના આચાર્યશ્રી અને સાધુ પાળાઓ પારીખામાં આવે તો વડતાલના ત્યાગીઓએ પારીખામાં ઉત્સવ ઉપર ન જવું આ બાબતની ખબર પારીખાના હરિભક્તોને આપવી. તથા લાગતા વળગતા ત્યાગીઓને ખબર આપવી એજ આ ઠરાવની નકલ મુખ્ય કોઠારીને આપેલી તેમણે અમદાવાદ મોકલેલી તે ઉપરથી તમોએ એ વાત જાણી હશે. અમારે તો આ હાકલ

જણાવવાની કંઈજ જરૂર નથી. અને સંબંધ પણ નથી આ ઠરાવમાં અમદાવાદવાળા ન આવે એવો વિરોધ કર્યો નથી. પણ આવે તો વડતાલના ત્યાગીઓએ ન જવું એટલું રિસામણું છે. આ ઠરાવ થવા પછી અનેક વિગ્રહો અને વાટાઘાટો થઈ હતી. છેવટે ખોટો પ્રચાર કરવામાં આવ્યો કે વડતાલના ત્યાગીઓએ અમદાવાદના આચાર્યના આમંત્રણમાં વિરોધ કર્યોથી તે આવતા નથી. એમાં મુખ્ય દોષ શાસ્ત્રીનો છે. એમ કેટલાક ખોટી છાપો દ્વેષ રાખનારા ત્યાગીઓએ હરિભક્તો પાસે કાઢ્યો. તે ઉપરથી અને ખોટુ ભરવવાથી વડતાલના આચાર્ય પણ એમ બોલેલા કે શાસ્ત્રી કહે તોજ આવીએ એ ઉપરથી પારીખાથી ત્યાં કાર્યકર્તા બે સાધુઓ અને આગેવાન હરિભક્તો પટેલ શંકરભાઈ વિગેરે એ ત્રણ જણ મોટર લઈને વડતાલ આવતાં મને આણંદ સ્ટેશને મળ્યા. અને તેઓ મને વડતાલ તેડી લાવ્યા કેટલીક વાતચિત થયા પછી મારી પાસે એક ચીઠ્ઠી તાત્કાલીક લખાવી તે નિચે મુજબના શુદ્ધ અભિપ્રાયની છે.

ધ. ધુ. મહારાજશ્રીની સેવામાં

વિ. પારીખા ગામના હરિભક્તો બન્ને આચાર્યોની પધરામણીને ઈચ્છે છે. તો સુખેથી પધારવું એમાં કશા ઉહાપોહનો કે ઉપાધીનો સંભવ નથી. છતાં થશે તો હું વિગેરે ત્યાગીઓ બંદોબસ્ત રાખીશું. એજ                લી. શા હરિજીવનદાસ

ઉપર પ્રમાણેની ચીઠ્ઠી લઈને સંત હરિભક્તો વાડીએ મહારાજશ્રી પાસે ગયા અને ચીઠ્ઠી આપી. તે વાંચીને તુરતજ આચાર્યશ્રીએ પોતાનો પધારવાનો પોગ્રામ નક્કી કર્યો તે પછી આચાર્યશ્રીએ અમદાવાદના આચાર્યશ્રી ઉપર આમંત્રણ પત્ર લખી આપ્યો તે લઈને ઉપરના સંત હરિભક્તો એની એજ મોટર લઈને અમદાવાદ ગયા. અને તે પત્ર આપતાં વાંચતાં મહારાજશ્રીએ હકાર કર્યો અને પોગ્રામ નક્કી કર્યો પરંતુ લખી આપેલા પત્રમાં આચાર્યશ્રીની હસ્તાક્ષરની સહી નહિ હોવાથી સંશય પડતાં વળી મહંત શાસ્ત્રી નારાયણપ્રસાદદાસજી અને કારભારી રાવજીભાઈ બીજા બે ત્રણ જુદી મોટર લઈને સંશય નિવારણ માટે વડતાલ આવ્યા. અને મહારાજશ્રી રૂબરૂ વાતચિત થઈ અને મારી ચીઠ્ઠી પણ વંચાવી એટલે સંતોષ તો થયો પરંતુ વિશ્વાસ હોય તો આવો, એવો શબ્દ બોલવાથી મહંત મનમાં વિચારીને અહિંથી પાછા અમદાવાદ ગયા. અને જે તે વાટાઘાટ કરીને પોગ્રામ બંધ રાખ્યો અને પ્રથમના વિચાર મુજબ દશ બાર સાધુઓને આગળ મોકલ્યા હતા તેમને પણ વડોદરા તાર કરીને પાછા બોલાવી લીધા. એમ બધું અતર્કિત અવ્યવસ્થિત બન્યું.

પારીખાના હરિભક્ત પા. ગોવિંદભાઈ વિગેરે વડતાલ આવેલા. અને ત્યાગીઓને મળેલા વિનંતિ કરતાં આચાર્યશ્રીની પધરામણી અને સાથે પુ. ઘનશ્યામચરણદાસ (ટોકરી) વિગેરે સાધુ પાળાઓની પણ હા કહેલી અમોએ તો અમારા ઠરાવના અમલને પણ પાછો પાડ્યો હતો એટલે એ અંગે અમારો દોષ કાઢવાનો રહેતો નથી વડતાલના આચાર્યશ્રી અને ત્યાગીઓ અને હરિભક્તો મોટા પ્રમાણમાં પારીખા પધારવાથી ઉત્સવતો સર્વોપરી ધામધુમીથી નિરવિઘ્ન ઉજવાઈ ગયો હતો અને એથી પારીખાના હરિભક્તો બહુ બહુ રાજી થઈ ગયા હતા.



પારીખાના પ્રસંગથી સમસ્ત ત્યાગીઓએ કરેલા ઠરાવનો અમલ કરવાનો [illegible] કરેલી. તે તો અમદાવાદવાળાએ એજ અવસરમાં અમારા ઠરાવ સામે ચડશે [illegible] એ કડવા બાળકોને દીક્ષા આપવાથી કરેલી. તેમાં પણ તમામ ત્યાગીઓ [illegible] અક્કરતા જણાતી છે એટલે અમલ કરવાનો જે ઠરાવ છે તેમાં કંઈપણ [illegible] કરીને વાજબીજ છે અને તેમાં તમામ ત્યાગીઓ [illegible] છે. એમ ચોક્કસ [illegible] બની સાર વસ્તુતો એ છે કે:— દેશ વિભાગના [illegible] શ્રીજીએ કરેલી [illegible] આચાર્યોનો અને ત્યાગીઓએ પોત પોતાના દેશમાં કરવાનું છે. એક બીજા [illegible] જવાનું નથી. મૂર્તિપ્રતિષ્ઠા કે યજ્ઞ કે પારાયણ આદિક શુભ પ્રસંગ ઉપર [illegible] પોતાના દેશના આચાર્ય અને ત્યાગીઓની હાજરી ઇચ્છી છે. એમના [illegible] થવાનો હોય છે. અને વધુમાં એવી પણ આજ્ઞા છે કે કોઈ પ્રસંગે આચાર્યોનું સમેલન થાય તો એક બીજા આચાર્યોએ એક બીજાના દેશની ભેટ લેવી નહિ [illegible] આગ્રહથી આપી હોય તો તે રાખવી નહિ. તે જે દેશના જે આચાર્ય હોય તેમને આપી દેવી. એટલે બીજા દેશના આચાર્ય પધારે તો પણ તેમને કશો લાભ તો નથી. આ દેશવિભાગની શ્રીજી આજ્ઞા મુજબ વર્તાય તો બન્ને ગાદીના આચાર્યો અને [illegible] વચ્ચે વિગ્રહ વૈમનસ્ય વૈર વિગેરે દોષો નહિ ઉદ્‌ભવતાં પ્રેમ એકતા સંપ અને [illegible] જળવાઈ રહે. શ્રીજીએ એજ માટે બંધારણ ઘડેલું છે. અત્યારે તો દેશ વિભાગની [illegible] આજ્ઞાઓનો ભંગ છડે ચોક આગ્રહથી થઈ રહ્યો છે. તેને તો કોઈ [illegible] નથી. અને ખરું કહીએ તો કોઈ જાણવા. માનવા, પાળવા, તૈયાર પણ નથી [illegible] પારીખા પ્રકરણને તમારે લેવા દેવા કાંઈ નથી અને આ પ્રસંગે [illegible] ચર્ચા [illegible] હતી. છતાં તમે કોઈની ઉશ્કેરણીથી આ લેખમાં ચર્ચા કરી છે [illegible] સંશય નિવારણ માટે જવાબ આપવો પડ્યો છે.

△ આ પ્રસંગે કંઈક ઉપદેશરૂપે કહીએ તો ખોટું નથી શ્રીજીના મુખ [illegible] "પોતાનો વાંક, દોષ કોઈ જોતો નથી. સૌ કોઈ સામાનો વાંક ને દોષ [illegible]" [illegible] પ્રથમ કક્ષામાં વિરોધી માનીને ભુજના સાધુઓનો અને લેવા કણબીએ [illegible] દોષ કાઢ્યો. તે પછી અમદાવાદના આચાર્ય અને ત્યાગીઓને વિરોધી સમજીને [illegible] દોષ (અવગુણ) કાઢ્યો. તત્પશ્ચાત્ દૂર રહેલા અને તેમની સાથે કશો સંબંધ નથી [illegible] વડતાલના ત્યાગીઓનો અવરોધિ જાણીને મહાદોષ કાઢ્યો. એમ તમારી દ્રષ્ટિએ આખરે આખા સંપ્રદાયને દોષમય દેખ્યો. આમાં તમારો દોષ તો દેખતાજ નથી. તમે ભલે જાતિથી શુદ્ધ કડવા કણબીઓ હશો. પરંતુ પીરાણા ધર્મ કે જે કોઈ મુસલમાને હિન્દુઓને વટલાવવા માટે પ્રવર્તાવેલો હોઈને યવન ધર્મના અંશથી સંપર્ક વાળો છે. તેનો પૂર્વજોએ સ્વીકાર કર્યો એ મૂળ દોષ છે. એ મૂળ દોષને લીધે શુદ્ધ કડવા. લેવા કણબીઓ વિગેરે નાતોમાં હિણપતે પામ્યા. ભૂતકાળના કડવાઓએ વિચાર કર્યો નહિ કે આપણે શુદ્ધ હિન્દુ જાતિના હોઈને આપણાથી પીરાણા ધર્મ કેમ સ્વીકારાય ? હવે જે પૂર્વજોએ દોષ કર્યો તે વંશાનુગત થયો. આ ભારે ભૂલ થઈ તેનાં માઠાં પરિણામ

પોતાને જ ભોગવવાં પડે. કોઈ અજાણ્યા ઉતરતી નાત તરીકે કહે તે પણ સહેવું પડે. લોકમાં કેટલાક જાત્યાક્રોશ અને કુલાક્રોશ કોઈ કારણે પ્રચલિત થયા હોય તે પાછળનાએ સહેવા પડે છે. એ સર્વજન વિદિત છે. કેટલીક સારી નરસી અટકો લોકમાં પડે છે. તે લોકોને રાજી કુરાજીએ પણ સહન કર્યા વિના ચાલતું નથી. અમારા એકલાનો દોષ કાઢો તે યોગ્ય ન કહેવાય.

વળી એક તાજી વાત તમારા હકીકતિરાની કરીએ. તમો વર્ષોથી કડવાઓને દીક્ષા આપવાની મહામહેનત તન, મન, ધનના પુષ્કળ પ્રયાસથી કર્યા કરતા હતા પરિપાકે અમદાવાદના આચાર્યે બહુ બહુ જહેમત ઉઠાવીને વડતાલવાળાને પણ અવગણીને આપ-ખુદ સત્તાથી સાધુ દીક્ષા આપવાનો ઠરાવ કરીને અમુકને દીક્ષા આપી પરંતુ પ્રત્યક્ષ અશુદ્ધિને જોતા ભુજના સાધુઓ દીક્ષામાં આનાકાની એમ તેમ કરતા અને બીજા આડાં અવળાં બાલાં બચાવ માટે મરાવતા એમ કરીને પોતાને ત્યાં કઈડભઈડ થવા દેતા નહિ. પરંતુ હાલમાં આચાર્યશ્રીની પધરામણી સુખપુર ગામે થતાં અને ત્યાં અમદાવાદ મુળી વિગેરેના સંતો ભેગા મળતાં એ સર્વેએ બળાત્કાર કરતાં તેમનું કશું ચાલ્યું નહિ. અને ભુજ મંદિરમાંજ રહેલા અબડાસાના એક પાર્ષદને સાધુ દીક્ષા આપી તેનું નામ હરિચરણદાસજી ધરાવ્યું છે. એમ થતાં અમદાવાદ ગાદીમાં જે વર્ષોથી આનાકાની ચાલતી હતી તે આચાર્યે આપખુદી જોહુકુમી વાપરીને એકાભિપ્રાય ઉપરથી કર્યો હવે તમોને સ્વદેશમાં આવકાર મળ્યો છે. એટલે હવે તમોએ જેની સાથે દેશ, દેર, આચાર્ય ત્યાગી, હરિભક્તો, આદિક કોઈ પ્રકારથી કશો જ સંબંધ નથી. એવા વડતાલવાળાઓની તમારે લવલેશ પરવા રહી નથી. તમોએ શ્રીજી અને નંદ સમયથી ધારેલું પણ અત્યાર સુધી નહિ થએલું તે પાર ઉતરી ગયું છે. હવે સ્વદેશમાં સંતોષ માનો અને વડતાલ ગાદી સાથેનો વિગ્રહ પડતો મુકો.

હવે એક ઉપહાસ ખાતર વાત કરીએ ભૂજના સાધુઓ સંપ્રદાયના સમારંભથી તે અત્યાર સુધી કડવા કણબીઓને દીક્ષા આપવામાં પાકો વિરોધ કારણસર પ્રસિદ્ધમાં કરતા આવ્યા છે. તેઓ જ્યારે અમદાવાદના આચાર્યશ્રી અને ત્યાગીઓના બળાત્કારથી સાધુ દીક્ષામાં સંમત થયા અને એક સાધુ પણ કરાવ્યો. અને પંક્તિમાં બેસાડયો. હવે લેવા કણબીઓ અને મિસ્ત્રીઓ વિગેરેએ સકારણ વર્ષોથી વિરોધ કરેલો અને કડવાઓનું ખાવું નહિ. એવો ઠરાવ કરેલો તે નિષ્ફળ જશે. કેમકે કડવાઓને સાધુ દીક્ષા આપવાથી તેમનું ખાવાનો પ્રસંગ લેઉવાઓને અનિચ્છાથી પણ આવશે. એટલે સેળભેળ તો સારી રીતે થશે. હવે જો લેવાઓ અને મિસ્ત્રીઓ વિગેરે ચોખળીયા વર્ગ સાધુ કોમનુ ખાવાનું બંધ કરશે તો વળી એક ભેદી ઉપાધી પૂર્વવત ચાલુ રહેશે એ બાબત મિસ્ત્રી જેરામભાઈએ પત્રમાં અંતરના અપશોષથી ચોખી લખી દીધી છે.

હવે જો સેળભેળ થતી અટકાવવા માટે લેવાઓ સ્વબાળકોને સાધુઓ નહિ થવા દેવાનો ઠરાવ કરે તો પણ ભૂજ, મુળી, અમદાવાદના સાધુઓને શિષ્યોની ખોટ આવશે નહિ. કેમકે કચ્છમાં ૬૦ થી ૭૦ હજાર કડવા કણબીઓની વસ્તી છે. તેમાંથી સાધુઓ કરાવી શકશે.



એટલે લેવાઓની કાંઈપણ ગરજ રહેશે નહિ. એમ છતાં જો અત્યારે લેવા કડવાઓનું ખાતા નથી અને શુભ પ્રસંગે ભેગા થાય તો પણ તેમને જુદા બેસાડીને જમાડવાની ભેદી વ્યવસ્થા થાય છે. તે પણ ભવિષ્યમાં વિચ્છિન્ન થશે. ભક્તરાજ મિસ્ત્રી જેરામભાઈએ જે ભવિષ્ય ભાખેલું તે સાચું થયું છે. અને ભુજ તથા મુળી તથા અમદાવાદના સાધુઓના માટેજ કરેલો વિરોધ નિષ્ફળ જાય છે. હવે જે બનાવો બનશે તે દૂર રહીને જોઈશું.

હવે એક વાત ઉપરના પ્રસંગમાં મળતી ભળતી આવે એવી કહીએ. સ્વચ્છ કચ્છ દેશમાંજ લેવાઓ કડવાઓની સાથે વર્ષોથી ખાવા પીવાનો વ્યવહાર રાખતા નથી અને ભવિષ્યમાં પણ તે વાતને પકડી રાખવા ઇચ્છે છે. આવા વિરોધને જણાવનારા અનેક પત્રો સહીઓ સાથે બળદીયા, નારાયણપર, ગોડપર, કેરા, કુંદનપર, રામપર, સેરા, દહિસરા વિગેરે ગામોના લેવા હરિભક્તોના મારા ઉપર આવેલા છે. આની ઉપસ્થિતિ એમ થયેલી કે કડવાઓ એવો ખોટો પ્રચાર કરતા હતા, કે અમારી સાથે લેવાઓ ખાવા પીવાનો વ્યવહાર રાખે છે. એ વાત ખોટી જણાવવા માટે અભિપ્રાયો લખી મોકલેલા. આ વાત તો કચ્છમાં પ્રસિદ્ધ છે. અને કડવાઓ પણ જાણે છે. અને પ્રસંગે અનુભવે છે. આની સાથે અમારે કાંઈપણ નિસ્બત નથી. ફક્ત તેમના વચ્ચેનો અખંડ વિરોધ જાણવા માટેજ છે. કે જે દીક્ષામાં ખાસ અસર અટકાવ કરનારો છે. અને જે લેવાઓમાંથી અત્યાર સુધી સાધુ થતા આવ્યા છે. તે સર્વે લેવાઓજ હતા. એકપણ કડવો કણબી હતો નહિ. એમ કડવાઓ પોતેજ કહે છે. એ બાબત જાણવા જેવી ખરી છે. આવી જુગુપ્સાનું જુનું કારણ તો તે લોકોએ પીરાણા ધર્મનો સ્વીકાર કરેલો એમ જણાય છે. બીજો કોઈ એમાં પૂર્વગ્રહ નથી.

હવે હાલમાં તાજી બનેલી એક વાત કરીએ, અમદાવાદના લાલજી મહારાજ ધામ-ધુમથી આફ્રિકા પધારેલા તે પાછા આવતાં તેમનું સન્માન કરવા મોટો ઉત્સવ કરવાનો વિચાર તેમના પિતાશ્રીએ કરેલો તે પ્રસંગ ઉપર આચાર્યશ્રીએ મોટાભાઈ ઉપર આમંત્રણ પત્ર આગ્રહ ભર્યો લખેલો તે પત્રનો જવાબ તેમણે આપેલો તે નીચે મુજબ છે.

### નકલ

વિ. આપશ્રીનો પત્ર તા. ૨૪-૧૨-૫૭નો વડતાલ મલ્યો તારપણ અમો સાળંગ-પુરથી વડતાલ ગએલા ત્યાં આવ્યો જેથી મોડો મલ્યો ચી. લાલજીને અમારી સદાય શુભાશીષ છે. તેઓ પાછા પધારે ત્યારે ભારે સન્માનના મેળાવડામાં અમારે હાજર રહેવું મુશ્કેલી ભર્યું છે. કારણકે મુમના દીક્ષા પ્રસંગના સંબંધને લેઈને અમારે ત્યાં કેટલાક સદ્‌ગુરૂઓનો વિરોધ છે અને તેઓ અમારી સાથે અમદાવાદ આવેનહિ. એ સંયોગોમાં તેમના સિવાય આવા સમારંભમાં હાજરી આપવી તે મુશ્કેલી ભર્યું છે. એજ. દ. પોતે

ઉપર મુજબનો અનેક અર્થસૂચક જવાબ આપ્યો છે. આમાં ગતાનુગતિ ન્યાયે કચ્છી કડવાઓને "મુમના" નામથી વ્યપદેશ્યા છે. સન્માન મેળાવડા ઉપર નહિ પધારવાનું જે આ એક કારણ જણાવ્યું છે. તે બહુ ગંભીર અર્થસૂચક છે. આ ઉપરથી વડતાલના આચાર્યે મહંત નારાયણપ્રસાદદાસજી અને કારભારી રાવજીભાઇ અને કારભારી જસભાઇની બેદી વિશિષ્ટ ખટપટથી અમદાવાદના આચાર્યને કડવાઓને દીક્ષા આપવાની સમંતિ આપી છે તે અસંમતિરૂપ થાય છે એટલે વધુ અર્થ કરીએતો વડતાલના ત્યાગીઓએ સર્વાનુમતે જે સંમતિ પાછી ખેંચી લેવાની માગણી કરી છે તેને ટેકો આપનારો છે. એટલે સંમતિમાં હવે મહત્ત્વ રહેતું નથી કેમકે વડતાલના સદ્‌ગુરૂઓએ કરેલો વિરોધ માન્ય રાખીને અમદાવાદના લાલજીના સન્માનમાં પધારવાની ના કહી. આથી સંમતિ અર્ધ બળેલા કાષ્ટની પેઠે ધૂંધવાયા કરતી સાબીત થાય છે. હવે વડતાલના આચાર્યશ્રીએ પણ મુમના શબ્દ લખ્યો છે તો અમારી સામે કાયદાનો આશ્રય લેશો. ત્યારે અમારી સાથે આચાર્યને પણ પ્રતિવાદી તરીકે કેસમાં દાખલ કરવાનો પ્રસંગ આવે પરંતુ તેમનું નામ દાખલ કરશો નહિ એવી નમ્રવિનંતિ છે.

લાલજીશ્રીના સન્માન મેળાવડામાં નહિ પધારવાનું ખરૂં કારણ તો આફ્રિકા દેશ એ દેશ વિભાગના લેખ પ્રમાણે વડતાલ ગાદીતળે આવે છે એટલે એ હક વડતાલ ગાદીનો છે. એમ મોટા ભાઇ અને બીજા બધા અનુયાયીઓએ માનેલું છે. તેમના વિરોધની આ પ્રવૃત્તિ જાણીને પધારવાની ના કહી છે. એમ કેટલાકો માને છે. આ પણ એક કારણતો ખરૂંજ છે. પણ તે સ્પષ્ટ શબ્દમાં ન કહેતાં સંકોચાઇને ઉપરનું કારણ જણાવ્યું છે. એમ પણ મનમાં હોય કે જયારે અમદાવાદના ભવિષ્યના આચાર્ય તરીકે નકી કરેલા તેજેન્દ્રપ્રસાદજી આફ્રિકાનું વિહરણ વિના હકે કરે અને ભવિષ્યના આચાર્ય તરીકે નકી કરેલા હકદાર અમારા લાલજી નરેન્દ્રપ્રસાદજીને આમંત્રણજ નહિ જેથી મનમાં રીસાઇને એવો જવાબ લખ્યો હશે. એમ પણ કેટલાક કલ્પના કરે છે. નૈરોબીનું પ્રાચીન મંદિર કે જેમાં મૂર્તિપ્રતિષ્ઠા કરવાની હતી ત્યારે સત્સંગીઓએ વડતાલના આચાર્ય કે તેમના લાલજીને આમંત્રણ નહિ આપતાં અમદાવાદના લાલજીને આમંત્રણ આપીને ધામધુમીથી આફ્રિકા પધરાવીને તેમના હસ્તક મૂર્તિપ્રતિષ્ઠા કરાવી અને આફ્રિકા દેશમાં ભવિષ્યના આચાર્ય તરીકે મનાયા પૂજાયા અને ભેટો લીધી એથી પણ રીસાઇને ખીજાઇને એવો નકારનો જવાબ આપ્યો હશે. ખરૂં કહીએતો નૈરોબીના સત્સંગીઓએ ત્યાંના ઘડેલા ધારામુજબ બન્ને લાલજીઓને આમંત્રણ આપવું જોઇતું હતું. આતો જેનો હક છે તેને કાંઇ નહિ અને જેને હક નથી તેનો અત્યાદર કર્યો છે. એ વડતાલ ગાદીના આચાર્ય અને ત્યાગી હરિભકતોના અપમાન રૂપ પક્ષપાત ગણાય આતો મોટી ભુલ થયેલી છે એમ સુજ્ઞ મુસદ્દીઓ માને છે અસ્તુ. હવે જે થયું તે ખરૂં આ બાબત નૈરોબીના હરિભકતોએ ખાસ સમજવા જેવી છે. આતો પ્રસંગાત્ સત્ય કહ્યું છે.

△ હવે પ્રસંગાત્ સંતોષની વાત કરીએ. પીરાણા ધર્મમાં પ્રવિષ્ટ થયેલા તમોને કડવાઓને ૧૯૬૮ માં પ્રાયશ્ચિત અને દેહશુદ્ધિ કરાવીને પાવન કરીને સત્સંગી કર્યા



હતા અને મંદિરમાં પાર્ષદ ભક્ત તરીકે પણ રાખતા હતા. એમ સર્વેએ સહર્ષ સ્વીકાર્યા હતા કશો એમાં વિક્ષેપ હતો નહિ એટલાથી સંતોષ માનવાનો હતો અસંતોષમાં અતિશય દુઃખ છે એ લોકશાસ્ત્રસિદ્ધ છે સત્સંગી દીક્ષામાં અધિકાર આપ્યો એટલે સાધુદીક્ષામાં અધિકાર આચાર્ય પાસે માગ્યો તે નહિ મળતાં આચાર્ય અને ભુજના સાધુસાથે અને તે પછી આખી ગાદીના ત્યાગીઓ સાથે વધુ વિરોધ ઉભો કર્યો અને એમાં એ સર્વેનો અવગુણ લેવાનો અને દ્રોહ કરવાનો પુરો પ્રસંગ આવ્યો તે પછી વડતાલના આચાર્ય ત્યાગીઓ સાથે પણ એવોજ પ્રસંગ આવ્યો એટલે બન્ને ગાદીને ઉગ્ર ઉપાધિમાં નાખી પ્રથમ અમદાવાદવાળા એ ઉપાધિમાંથી માંડ માંડ છુટયા ત્યારે અમને વડતાલવાળાને વળગ્યા એમ અવકાશ આપતાં સર્વેને નડયા છો એમ કહીએ તો ખોટું નથી આમાં એમ બન્યું કે "આંગળી આપતાં પોંચો પકડયો" અથવા "એક દયાળુ ડોશીએ દુઃખી ઊંટને માગણીથી ઘરમાં ફક્ત મોં ઘાલવાની હા કહી એટલે તેણે ધીમે ધીમે આખું શરીરજ ઓરડીમાં ઘાલી દીધું ડોશીએ કહ્યુંકે મારા રડયા મારે માટે જગ્યાજ ન રહેવા દીધી ત્યારે ઊંટે કહ્યું કે તું બહાર જા. એમ ડોસીને બહાર કાઢી પાટકયો એ કથા જેવું કર્યું છે" જો સત્સંગી પદથી સંતોષ માન્યો હોત તો ઉપાધિમાં કે વિગ્રહમાં પ્રસંગ આવત નહિ હજી પણ ઉપાધિ તો ચાલુંજ રહેશે હજી પણ સંતોષ માનીને એ આગ્રહને છોડી દેશો તો આખો સંપ્રદાય રાજી રહેશે આમાં ભુજના સાધુઓનો તો મહાદ્રોહ કર્યો છે અને હેરાન હેરાન અને બહુ ફજેત કર્યા છે સંપ્રદાયમાં સંતોનું સ્થાન તો શ્રીહરિએ સર્વથી ઊંચું માન્યું છે આચાર્યશ્રીને પણ "मान्याः सन्तश्च" એમ સંતોને માનવાનું કહે છે સત્સંગીઓનું સ્થાન તે પછીનું છે છતાં તમે પોતાને સર્વોપરી અનંગ ઉપાસનાવાળા અનન્ય એકાંતિક ભકતો તરીકે મનાવાનો આગ્રહ લઇને સંતોને ન્યૂન તુચ્છ ગણીને અવગણો છો અને તિરસ્કાર કરો છો અને માઠાં પરિણામ ભોગવાવવા કાયદાનો આશ્રય લેવાની ધમકી આપો છો તે કોઇ રીતે સંગત સમુચિત નથી એક તમારા અસંતોષને લીધે બન્ને ગાદીને દુઃખ દરિયામાં નાખ્યા છે. અસ્તુ

હવે પ્રકૃત ઉપર આવીએ રવાપુર મળેલી સભાએ કરેલો ઠરાવ એ આચાર્યો અને ત્રિજા હરિજીવનદાસજી શાસ્ત્રી ઉપર મોકલી આપવાની સત્તા ધનજી પ્રેમજીને આપેલી છે. તે મુજબ મોકલેલો પત્ર અમને મળેલો તેનો આ પ્રતિ ઉત્તર છે. આ પત્રમાં સાવ નિચે "હરિભક્તોની સહીઓ" એમ લખ્યું છે. એ ઉપરથી સહીઓ કરી હશે. પણ મુદ્રિત પત્રમાં જણાવવામાં આવી નથી. જેથી કયા ગામના કયા નામના કેવા પ્રકારના સત્સંગીઓ હશે. તેનું ઓળખાણ અમને મળી શકતું નથી. જેથી તેમને કાંઇ કહ્યું નથી. આમાંતો ફક્ત એક ધનજી પ્રેમજીનુંજ નામ છે. જેથી તેમને ઉદ્દેશીનેજ લખ્યું છે. એમાં પ્રેસનું નામ નથી. એ એક અર્થસૂચક છે. આરંભમાં સભા ભરવાની મેહનત તો બહુ લીધી છે. મુખ્યધામ ભુજમાં સભા નહિ ભરતાં રવાપુર ગામે ફક્ત કડવાઓનીજ સભા ભરી છે. એ અર્થસૂચક છે. આમાં રવાપુરના વતની અને ધનજીભાઇના મિત્ર કાર્યકર્તા મુળજી રામજીનું નામ કેમ આવ્યું નથી. એ આશ્ચર્ય છે. નિર્ણય પત્રમાંતો બન્નેનું સહ નામ

આવ્યું છે. આ સભાની કાર્યવાહીમાં કચ્છના કડવાઓના કુલ મુખત્યાર ઓધડલાલ વેલજીભાઈ પટેલનું નામનિશાન કશુંજ નથી. એ પણ અચંબો પામવા જેવું છે. મુખત્યાર તો હોવાજ જોઈએ. આમાં સભામાં પ્રમુખપદની વરણી જણાતી નથી. એમ બધી બાબત અવિધિસરની છે. ઉપર પ્રમાણે રવાપુરમાં મળેલી સભાએ કરેલા ઠરાવ પત્રનો આ પ્રતિ ઉત્તર છે.

---

હવે ધનજીભાઈ તથા મુળજીભાઈ તથા ઓધડભાઈના હસ્તે છપાઈને બહાર પડેલા નિર્ણય પત્રનો સિંહાવલોકન ન્યાયે કિંચિત્ વિમર્શ કરીએ.

પ્રથમ વર્ષોથી સાધુ દીક્ષામાં અધિકારને વાંછતા કડવા કણબીઓની વિનંતિરૂપ પૂર્વરંગ કરીને" પછી વર્ષોથી દીક્ષામાં આનાકાની કરતા ભૂજના સાધુઓની અર્ધદગ્ધ સંમતિનું તુત ગોઠવીને પછી વડતાલના આચાર્યશ્રીની અવિધિસરની સંમતિ ઉપર ભાર મુકીને પછી ઉપર ચોટિયા પ્રહિત સભાકૃત નિર્ણય વિગેરે પ્રમાણ પત્રોનો આડંબર કરીને તે પછી અમદાવાદના થોડા ત્યાગીઓની અવિધિસરની સહીઓનો દેખાવ કરીને આ પ્રમાણેની કાર્યવાહીનીનું નાટ્ય ગોઠવીને પોતે આચાર્યશ્રીએ ન્યાયાધીશ બનીને કડવાઓને દીક્ષા આપવાનો નિર્બાધ નિર્ણય (ફેંસલો) આપ્યો છે. તેની સાવ નિચે પોતાના હસ્તાક્ષરની સહી કરીને હજુર કારભારી રાવજીભાઈ દેસાઈભાઈ પાસે સહી સીકકો વિગેરે બધુ વિધિ કરાવીને "કચ્છના કડવા કણબીના મુખત્યાર ઓધડલાલ વેલજીભાઈ પટેલ. કચ્છના કડવા કણબી (પાટીદાર) સમસ્ત, પ. ભ. ધનજીભાઈ પ્રેમજીભાઈ (ગામ-ગઢાળીના.) તથા પ. ભ. મુળજીભાઈ રામજીભાઈ (ગામ રવાપુરના)" આ નામથી નિર્ણયપત્ર રવાના કર્યો. એમ આ કાર્યવાહીની અપૂર્વ ધામધૂમથી પ્રસિદ્ધિમાં મુકી.

આમાં ખરી ખામીઓ અનેક છે. એકલા કડવા કણબીઓની અરજીથી આવો નિર્ણય અપાય તે યોગ્ય નથી. બીજા ગાદીના સત્સંગી આગેવાનોને પણ પુછવાનું હતું. એવો વિધિ પરંપરાથી પ્રચલિત છે. કડવા તો વર્ષોથી દીક્ષાની માગણી કરતા હતા. પરંતુ તેમાં અમદાવાદના આચાર્યો ત્યાગીઓ અને સંત્સંગીઓ પણ સાધુદીક્ષામાં વિરોધી હતા. વિરોધીઓને પ્રથમ પુછવું જોઈએ. એવો વિધિ છે. ભૂજના સંતો તો વર્ષોથી આનાકાની કરતા. એમ પોતે જ કડવાઓ કહે છે. અને એ કારણે જ અમદાવાદ મૂળી વિગેરેના ત્યાગીઓ વિરોધમાં હતા. અને ભૂજની જે સંમતિ લીધી છે તે બલાત્કારની છે. કકળતા હૃદયની છે. ઉત્સાહભરી રીતસરની નથી. વડતાલના એકલા આચાર્યની સંમતિ છે. તે તદ્દન અવિધિસરની અનધિકારીણી છે. એમાં વડતાલ ગાદીના સ્વાશ્રિત ત્યાગીઓની સંમતિ પ્રથમ લેવી જોઈતી હતી. તે લીધી નથી. એમાં વડતાલના મુખ્ય કોઠારી ત્યાગીને પણ પુછવામાં આવ્યું નથી. બધુ છાનું કર્યું છે. ફક્ત એક જશભાઈના કહેવાથી જ આચાર્યે એમાં સંમતિ લખી આપી છે. આ સંમતિ લેવા અમદાવાદના આચાર્યનો પત્ર લઈને મંહતજી તથા કારભારી રાવજીભાઈ આવ્યા હતા. એમણે પણ કોઈને પુછ્યું જ નથી. મંદિરમાં પણ આવ્યા નથી અને કોઈ ત્યાગીને મલ્યા પણ નથી. બારોબાર બાગને બંગલે જઈને સંમતિ લખાવી ગયા છે. ખરી બંધારણની રીત તો એ



હતી કે અમદાવાદના આચાર્યે અને ત્યાગીઓએ વડતાલના ત્યાગીઓને પ્રથમ પુછવું જોઈતું હતું આ બાબતને ભૂજના સંતો ઠેઠ સુધી અને અમદાવાદના મોટા સંતો મહંત શાસ્ત્રી ચૈતન્યદાસજી તથા પુરાણી શામસુંદરદાસજી વિગેરે પ્રચ્છતા હતા. જે પ્રમાણ પત્રોને અડાવ્યા છે તે તો એક તરફી પ્રમાણ શૂન્ય હોઈને અમદાવાદવાળાએજ માન્ય કર્યાં નથી. એટલું જ નહિ પણ તેની સામે વિરોધ કરેલો છે. જે અમદાવાદના ત્યાગીઓને સહીઓનો આડંબર કર્યો છે. તે પણ અપૂર્ણ છે. ઘણા મોટાઓની સહીઓ નથી. એ અપૂર્તિનું ઉદાહરણ છે. ઉપરની દીક્ષાદાનાદિ અખિલ કાર્યવાહિની મંદિરમાં નરનારાયણ દેવની સંન્નિધિમાં યથાપૂર્વ ગાદીસ્થાનમાં પ્રથા, ધોરણ અને શિષ્ટાચાર મુજબ થવી જોઈતી હતી તે થઈ નથી અને બાગને બંગલે થઈ છે એ તો સર્વોપરી ખામી સંપ્રદાય-નિષ્ઠ સુજનોએ ન સહન થાય તેવી છે. ઉપરના ઉચિત કારણોથી આ નિર્ણય એક દેશી એક તરફી આપખુદી જોહુકમી સાબીત થાય છે. એ જે શબ્દો વડતાલ ગાદીકૃત ઠરાવમાં લખ્યા છે. તે યથાસ્થિત વ્યાજબી છે.

વળી આ નિર્ણય પત્રમાં "સંત હરિભક્તો મુ. સ્વામીનારાયણ બાગમાં ભેગા મળેલા" એમ લખ્યું છે તે ઉધડ છે. સંતો તો પોતાને મળતાને જ બોલાવ્યા હતા. બીજા ઘણા મોટાઓ નામાંકિતને બોલાવ્યા નથી. હરિભક્તો તો કડવા કણબીઓ થોડા જ હતા. બીજા હરિભક્તો કે જે બાપાલાલભાઈ, ભોગીલાલભાઈ હરિલાલભાઈ. મણીલાલભાઈ ભાળજા. વિગેરે વડતાલ ગાદીના હરિભક્તો જાણીને બોલાવેલા નહિ. પરંતુ પોતાની ગાદીના આશ્રિત મોટા મોટા હરિભક્તો કે જે શેઠ નવીનચંદ્રભાઈ ત્રિવેદી માણેકલાલભાઈ, પટેલ આત્મારામભાઈ, ત્રિવેદી ગિરજાશંકરભાઈ, વૈદ્ય નટવરલાલભાઈ વિગેરે પણ બોલાવ્યા જણાતા નથી એકલા કડવા કણબીઓથી કામ લીધું છે.

આ પણ એક મોટી અપૂર્તિ છે. બીજું એ કે આવો નિર્ણય ત્યાગીઓના ખાસ સંબંધવાળો હોવાથી બન્ને દેશના ત્યાગીઓની સહ સહીઓથી થવો જોઈતો હતો આતો એમાં મુખ્ય ખરી ખામી છે. ત્યાગીઓની નાત બાબતમાં એકલા આચાર્યને એવો નિર્ણય કરવાનો અધિકાર હોઈ શકે નહિ. આતો ત્યાગીઓના નાતના અધિકારમાં હસ્તક્ષેપ છે.

આપત્રમાં નોંધેલો કડવાઓનો વિનંતિપત્ર. ભૂજના સાધુઓનો અનુમતિ પત્ર, અને વડતાલના આચાર્યશ્રીનો સંમતિપત્ર આ ત્રણ પત્રો આખા અમારા વાંચવામાં આવ્યા નથી. ફક્ત તેની થોડી હકીકત જાણવામાં આવી છે. જેથી એની ચર્ચા વિચારણા બહુ કરી શક્યા નથી. જાહેરમાં આવશે તો બાકી રહી મળેલી વિચારણા થશે ખરૂં કહીએ તો આ પત્રો નિર્ણયપત્ર સાથે જાહેરમાં છપાવીને મુકવાના હતા. આ જોતાં ઉપરનું સઘળું કામ અવિધિસરનું અનધિકાર વાળું હોઈને ખરા નિર્ણયરૂપનું હોઈ શકે નહિ. પૂર્વે બન્ને ગાદીવચ્ચે કરાર થયો છે. તેની નિચે બન્ને ગાદીઓના અગ્રેસર ત્યાગીઓની સહીઓ શોભતી છે અને મથાળે બન્ને આચાર્યના સહી સિક્કા છે. એ કામ વિધિસરનું કહેવાય એમાં અને આમાં બહુ તફાવત દેખીતો જણાય છે. છપાવનારનું નામ સ્પષ્ટ રીતસર લખ્યું નથી. પરંતુ ઉપર ત્રણ નામો લખ્યાં છે. તેમને છપાવનાર તરીકે અમે માની

લીધા છે. બીજા કોઈનું એમાં નામ નથી. આ નિર્ણયપત્ર એકદમ આચાર્યશ્રીએ કડવાઓ ઉપર મોકલી આપ્યો. તેમણે ખાનગી રાખવાનો હતો. છાપીને બહાર પાડવાનો ન હતો. દીક્ષામાં અધિકાર મળતા હર્ષોત્કર્ષથી ગાંડાઘેલા થઈને આ પત્ર એકદમ છપાવી દીધો. તેમાં પ્રેસનું નામ અને પોતાનું નામ ભુલી ગયા. છપાયેલો એ પત્ર કોઈ જવાબદાર વડતાલના કોઈ મુખ્ય ત્યાગી ઉપર મોકલ્યો જણાતો નથી. અંતરીક્ષ રીતે કોઈ કોઈ મંદિરે મોકલ્યો હશે. મને તો એક પત્ર મુંબઈ મંદિરે રઝળતો મળેલો તે વડતાલ લાવીને ત્યાગીઓની સભામાં વાંચતા અને બહુ બહુ વિચારતાં તે નિર્ણય પત્રના વિરોધમાં ત્યાગીઓએ એકમતે ઠરાવ કર્યો. આ નિર્ણય પત્રની સઘળી હકીકત અમારા ઠરાવના પ્રથમ પેરીગ્રાફમાં સંગ્રહી છે. છાપીને બહાર પાડવાની ભારે ભૂલનો આ બધો વિપરિણામ છે. એમ સમજો. જો બહાર ન પાડ્યો હોત તો અંદર અંદર અટવાયા ધૂંધવાયા કરત. અને આવો કલહ અંદર અંદર ખુલ્લે ચોંચરે રહત. ખાનગી રહત, પણ આટલો બધો પરિણામ ન આવત. એટલે આ બધી બાબતનું વિપરિણામ તમારી ઉતાવળને કારણેજ છે. હવે અમને કશો દોષ દેવાતો નથી. સ્વદોષ સમજો એ સુંદર સત્ય વાત છે. એથી બધું કામ અનસડ ઉધડ થયું છે. કડવાઓને દીક્ષાધિકાર મેળવવામાં આગેવાન તરીકે ઉપરની ત્રણ વ્યક્તિઓજ છે. તે આ પત્ર ઉપરથી સાબીત થાય છે. આ રીતે નિર્ણય પત્રની સ્વલ્પ ચર્ચા વિચારણા છે.

---

હવે નડીઆદમાં લાકડા વહેરવાની મિલ વિગેરેમાં કામ કરવા રહેતા કચ્છી કડવા કણબીઓએ સહીઓ કરીને લખી મોકલેલા પત્રની નકલ નીચે મુજબ છે.

નકલ

નડીયાદ. તા. ૫-૧૨-૫૭

મુ. વડતાલ શુભસ્થાને સદ્ગુરુ સ્વામિશ્રી સાસ્ત્રી હરીજીવનદાસજી પ્રત્યે નડીયાદથી ...લી. કચ્છ દેશના કડવા પાટીદાર જ્ઞાતિના અમે વસ્તા સૌ હરિભક્તોના જયશ્રી સ્વામિ-...નારાયણ વાંચશો.

અમો સૌ શ્રીજીની કૃપાથી કુશળ છીએ આપની કુશળતા રહે એવી શ્રીજીને ...અમારી પ્રાર્થના છે.

બીજું સહવિનય સાથે જણાવવાનું કે અમારી જ્ઞાતિમાંથી થતા ત્યાગીએ તે સાધુ ...ક્ષા આપવાનો ઠરાવ ધ. ધુ. બન્ને આચાર્યશ્રીએ. સહમત મળી કર્યો-તેના વિરૂધમાં ...આપના પ્રમુખપણા નીચે આપશ્રીઓએ જે ઠરાવ કર્યો તે ઠરાવમાં અમારી જ્ઞાતિ ...ને ખુબજ અયોગ્ય ને ગલીચ શબ્દો વાપરી ખુબ નીચે ઉતારી પડવા કોશીસ કરવામાં ...આવી છે તે અમારી જ્ઞાતિની પ્રતિષ્ઠાને હાનિ કરતા છે જેથી અમો તેનો સખ્ત વિરૂદ્ધ ...કરીએ છીએ ને આપશ્રીને તે ઠરાવ પાછો ખેંચી લેવા નમ્ર વિનંતી કરીએ છીએ તેમ ...નહિ થાય તો અમારે ન છુટકે કાયદાનો આસરો લેવો પડશે તેની આપ નોંધ ...લેશોજ.

પટેલ ખીમજી કાનજીની સઈ
પટેલ દેવજી માવજીની સઈ
પટેલ રતના નાગજીની સઈ દ.
દેવસી માવજી
પટેલ જીવરાજ હીરજીની સઈ
પા. મનજી કરસન
પા. વીરજી ખીમજીની સઈ
પા. હંશરાજ લાલજીની સઈ પા.
વીરજી ખીમજી
પા. માવજી કુરજીની સઈ
પા. રતનશી કાનજીની સઈ
પા. કાનજી માવજીની સઈ
પા. કાનજી નારાયણની સઈ
પા. ધનજી હરજીની સઈ
પટેલ લાલજી કાનજીની સઈ દ. પોતાના
પટેલ દેવજી પ્રેમજીની સઈ
પટેલ કશરા કરસનની સઈ
પટેલ લાલજીની કાનજીની સઈ
પટેલ નારાણ મેઘજીની સઈ દ. પોતે
પટેલ વીરજી હરજીની સઈ દ. પોતાના
પટેલ મનજી વીસરામ દ. પોતાના
પટેલ શામજી અરજણની સઈ દ. પોતાના
પટેલ હરજી સીવજી દ. પોતાના
પટેલ પ્રેમજી માવજી દા. પોતાના
પટેલ મુળજીભાઈ રામજીની સઈ પોતે
પટેલ કરસન હરમશી દા. પોતાના

પટેલ હીરજી જેઠા દા. પોતાના
પટેલ નારાણભાઈ વાલજી સઈ દ.
પટેલ હરજી હીરજીની સઈ
પટેલ મુળજી વીસરામની સઈ દ.
પટેલ કરસન નારણની સઈ દા.
પટેલ રામજી દેવશીની સઈ ગામ
પટેલ હીરજી વાલજીની સઈ દેલ...
પટેલ ગોપાલ માવજીની સઈ ગામ
પટેલ વીરજીભાઈ લધાભાઈ ગામ
પટેલ રતનસી વિસરામની સઈ દા.
લાલજી ...
પટેલ ભીમજી મેઘજીની સઈ દા.
લાલજી ...
પટેલ લાલજી રતનસીની સઈ દા.
પટેલ વાલજી રામજીની સઈ દા. પો...
પટેલ કાનજી સવજીની સઈ દા. પો...
પટેલ ખીમજી વાલજીની સઈ દા.
પટેલ દેવજીભાઈ વાલજીની સઈ દા.
પોતા...
પટેલ ધનજી મુળજીની સઈ દા. પોતાના
પટેલ રતનશી હરજીની સઈ દા. પોતાના
પટેલ કેસરા સીવદાસની સઈ દા. પોતાના
પટેલ વાલજી રતનાની સઈ
પટેલ માધવજી મેઘજીની સઈ
પટેલ મેગજી પ્રેમજીની સઈ

ઉપરના પત્રમાં ૪૬ સહીઓ છે જુદા જુદા ગામના હશે સહીઓમાં કરામત જુદી જણાય છે અમુક સહિઓ તો અમુક એકજ માણસે કરી હોય એમ જણાય છે કેમકે હસ્તાક્ષરો મળતા આવે છે કેટલીક સહીઓ બાલકોની પણ જણાય છે પ્રથમના જે પત્રો છે તેના જેવોજ આ પત્ર છે કાંઈ વિશેષ નથી ફક્ત સહીઓનો આડંબર અધિક છે અમારા ઠરાવમાં તમારી જ્ઞાતિ માટે અયોગ્ય અને ગલીચ શબ્દો લખ્યાં નથી જે કોઈ શબ્દો લખ્યા છે તે તમારા પૂર્વજોએ વ્યવહરેલા અને અમદાવાદની આખી ગાદીએ વ્યપદેશેલા છે એમાં અમને વડતાલવાળાને એવો દોષ આપો એ અયોગ્ય છે અમને વડતાલવાળાને

દીક્ષામાં વિરોધી માનીને અયોગ્ય અને ગર્હીય શબ્દો તો ઉપરના પત્રોમાં અનેકબિભત્સ અસભ્ય લખ્યા છે તેનો ખ્યાલ આ નિવેદનમાં અમે જણાવ્યો છે અમોએ તમોને ખુલ્લા નીચે ઉતારી પાડવાની કોશીષ કરી નથી અમને ઉતારી પાડવાની કોશીષ તો તમોએ બહુધા કરી છે જે વસ્તુસ્થિતિ હતી તે જણાવી છે તે પણ તમારા અપશબ્દોને આભારી છે એથી તમારી જ્ઞાતિની પ્રતિષ્ઠાને હાનિ નથી હાનિ તો વડતાલવાળા ત્યાગીઓની પ્રતિષ્ઠાને છે તે તમો કરવા માગો છો આ સખત વિરોધ અમારી સામે કરવાનું કહો છો તે તમારે ભુજના સંતો લેવા પાટીદારો મીસ્ત્રીઓ તથા પરંપરાએ અમદાવાદના તમામ આચાર્યો અને તમામ ત્યાગી હરિભક્તોએ કરેલો છે તે અમોએ વિસ્તારથી જણાવ્યો અને તે તમારા અનુભવની વાત છે અમારા ઠરાવને પાછો ખેંચી લેવા વારે વારે વિનંતિ કરો છો તેતો અમારી વિહંતિરૂપ થાય તેમ છે તમોજ વિચારો કે અમો જો એ ઠરાવ પાછો ખેંચી લઈએ તો અમારી વડતાલની કેવી દુર્દશા થાય પ્રતિષ્ઠાહાનિ તો પ્રથમ છે આંગળી આપતાં પોંચો પકડયા જેવું કર્યું છે સત્સંગી તરીકે સ્વીકાર્યા એટલે હવે સાધુદીક્ષામાં પ્રવેશવાનું તીવ્ર તોફાન ત્યાગીઓ સાથે લઈ પડયા તમો અમદાવાદગાદીમાંથી પરવારી ગયા એટલે હવે વડતાલવાળા સાથે બાઝવાનું બળ અજમાવી રહ્યા છો તેમાં બીજી બધી બાબતો તો સહ્ય નભાવી લેવાય એવી છે પણ "ને આપશ્રીને તે ઠરાવ પાછો ખેંચી લેવા વિનંતિ કરીએ છીએ તેમ જો નહિ થાય તો અમારે ન છુટકે કાયદાનો આશરો લેવો પડશે" આ ભયંકર પ્રતિષ્ઠાહાનિકર શબ્દો તો કોઈ પણ રીતે વડતાલના સાધુઓને સહન થાય તેવા નથી સાધુઓને કોઇ કુમતિઓ તાડન કરે કે ગાલીદાન કરે તો તે સહન કરવાનું સાધુધર્મમાં કહ્યું છે તે તો બીજી બાબતનું છે પણ આતતાયી થઈને જે કાયદાનો આશ્રય લઈને અમને સજા કરવાનો ભયંકર ભય બતાવો છો તે તો કોઇ રીતે બારા સાધુઓથી પણ સહન થાય તેવો નથી આતો ચતુર્થ ઉપાયમાં ગણેલો દંડ કહેવાય. "ન છુટકે કાયદાનો આશ્રય લેવો પડશે" એ તમારા હરિભક્તોના શબ્દો તેમ ધનજી પ્રેમજીના પત્રમાંના કાયદાનો આશ્રય લેવાના શબ્દો અને માઠા પરિણામનો વિચાર નહિ કરનારા શબ્દો અને નભાવી લેવા જરાપણ તૈયાર નથી" આ મહાભયંકર શબ્દોને વાંચી વિચારીને હું તો ઉધ્ધત મહદ્ભય વજ્ર થકીજ જેમ- એમ અત્યંત ભયભીત થઈ ગયો છું કે હવે મારી કેવી દુર્દશા અંત્ય અવસ્થાએ થશે? આ તો છેવટની ધાક ધમકી છે હવે અનન્ય એકાંતિક હરિભક્ત પણાનું અભિમાન ધરાવતા તમને કશું કહેવાનું રહેતું નથી વિનંતિનો બહારથી દેખાવ કરો છો પણ આતો મારી વિહતિરૂપ થાય છે તમે મારી કુશળતાને ઇચ્છો છો પણ જો કેસનો-કલેશ- કોર્ટમાં થાય તો અકુશળતામાં પરિણામ ખરેખર આવે અને મારી પ્રતિષ્ઠાને પુરેપુરી હાનિ થાય અને અનવધિ હલકાઈ થાય અને જયસ્વામિનારાયણનો વ્યવહાર પણ બંધ પડી જાય.

અમારો વડતાલ ગાદીનો ઠરાવ તમારા લખવા પ્રમાણે પાછો ખેંચી ન લઈએ તો કાયદાનો આશ્રય લેવોજ પડે તો કાયદાની કઈ કલમ લાગુ કરો છો તે વકીલને પુછીને નક્કી કરી હશે હવે ન છુટકે કાયદાનો આશ્રય લેવાનું નક્કી થાય તો રવાપુર કે જેમાં કડવાઓએ સભા ભરીને તમારા જેવોજ કાયદાનો



આશ્રય લેવાનો ઠરાવ કર્યો છે ત્યાં રાખશો નહી, કેમ કે દૂર દેશમાં અમને અનેક અગવડ પડે અને ભુજના સંતો કે જે તમારા પક્ષથી વિરોધી છે તેમનો આશ્રય લેવો પડે અને સીતેર હજારની કડવા વસ્તીના સહવાસમાં રહેવું પડે તે અમને તથા તમને પણ ફાવશે નહિ આ બધી કાર્યવાહિનીનું મૂળસ્થાન અમદાવાદ હોવાથી ત્યાંની કોર્ટમાં દાવો કરશો તો ત્યાં પણ અમને ઘણી અગવડ પડશે કેમકે એક તો ત્યાગીઓના સહભોજનમાં વિરોધ થયેલો છે એટલે ત્યાં પણ રાખશો નહી માટે આપણ બન્નેને અનુકુળ આવે એવું સ્થાન નડીઆદ છે તેમાં તમો ઘણા વર્ષોથી રહો છો અને તમારી નાતનો સંઘ પણ બહુ મોટો પ્રબળ છે વકીલ તો તમારાં પ્રસિદ્ધ રીતે ઉમરેઠના પંડ્યા અને પ્રચ્છન્ન રીતે મણીલાલ બાલજી છે કે જેમણે અમારી સામેના બધા જવાબો જોરદાર ઘડી આપ્યા છે અને નડીયાદમાં રહેતું તેમનું મંડળ પણ આપણી બન્નેની સમગડમાં મધ્યસ્થ તરીકે રહેશે એ રીતે બન્ને પક્ષને અનુકૂળ છે. અમોએ તો અત્યાર સુધી કોઇ વકીલની સલાહ કે સહાય મફતીયા પણ લીધી નથી અને હવે પછી પણ ચાલતા સુધી એમજ ચલવીશું. કેમકે અમારાથી વકીલોના ભારે ખર્ચ અને ખટપટને પહોંચી વળાય નહી મને ત્યાગીઓએ પ્રમુખ તરીકે વરેલો હોવાથી મારૂંજ નામ પ્રતિવાદીમાં પહેલું આવશે એ હું સમજુ છું બીજા ત્યાગી ઉપર એ કેસ ન કરો તો સારૂં. સાક્ષીઓમાં તો આવશે વડતાલના આચાર્યશ્રીએ પોતાના પત્રમાં ગતાનુગતિ ન્યાયે તમને "મુમના" શબ્દ લખ્યો છે તે ઉપરથી તેમની ઉપર પણ કાયદો અજમાવી શકાય પરંતુ સંપ્રદાયના ગુરૂ હોવાથી તેમનું નામ પ્રતિવાદી તરીકે દયા કરીને દાખલ કરશો નહી એવી મારી ભલામણ છે. વડતાલના ત્યાગીઓને તો એ આશ્ચર્ય થાય છે કે વડતાલ ગાદીના નડીયાદ, વડોદરા. વડતાલ, મીયાગામ વિગેરે ઘણા ગામોમાં પર્યાપ્ત જીવિકા વૃત્તિને પામ્યા છો અને નડીયાદના મંદિરમાં સત્સંગી તરીકે સ્વીકાર્યા છે અને વડતાલના ત્યાગીઓ સાથે પણ પરિચયમાં આવ્યા છો છતાં વડતાલના ત્યાગીઓને આવી કાયદાના આશ્રમ સુધીની છેવટની ધાક ધમકીઓ આપો છો તે કોઇ રીતે સમુચિત સંગત નથી, વડતાલ દેશમાં રહીને તેના માલીક લક્ષ્મીનારાયણ દેવને દશમો વિસમો ભાગ ધર્માદા સત્સંગી તરીકે આપવાનો છે તે આપતા હશો તો બહુ સારી વાત છે.

બીજું અમારી સામેની ઉપરની આખી ખટપટનું મૂળધામ મુળજીભાઇ રામજીભાઇ રવાપુરના હાલમાં નડીયાદમાં રહેતા છે તે પોતે મને ઘણી વખત રૂબરૂ મળ્યા છે અને મને બધી રીતે ઓળખે છે છતાં મને દબાવે છે ધમકાવે છે તેનું મને અંતરમાં બહુ દુઃખ થાય છે છતાં હરિભક્તો જાણીને સહન કરી રહ્યો છું નડીયાદના વિવિધ જ્ઞાતિના મોટા સત્સંગી સમાજમાં રહીને એવું તોફાન અમારી ઉપર કરશો તો તમારી પ્રતિષ્ઠા કેવી રહેશે તે પણ વિચારવાનું છે મને તો હવે કશી બીક નથી ઘણા વર્ષો ઉપર ઓચાસણ બંડનો અથેતિ ઈતિહાસ છપાવેલો તેને નિમિત્ત કરીને ઓચાસણવાળાએ મારી ઉપર કેસ નડીયાદ કોર્ટમાં કરેલો પરંતુ તેમાં નહિ ફાવવાને કારણે પાછો ખેંચી લીધેલો વળી પાછળથી કોઇની બદ સલાહ મળવાથી મારી ઉપર હાયકોર્ટમાં કેસ કરેલો તેની સુનાવણી કનૈયાલાલ મુનશી હસ્તક થયેલી: એ કેસમાં મને નિર્દોષ ઠરાવેલો એનું જજમેંટ ઉદ્ધવ

ભુજના સાધુઓ કાંઈ બોલી શક્યા નહિ પરંતુ મહંતનું મંડળ અને બીજા ચારેક સાધુ શિવાય બધાજ અમારી તરફેણમાં વળ્યાં છે બીજું અમદાવાદના મહારાજ પણ ભુજના સાધુ હા પાડે નહિ ત્યાં સુધી દીક્ષા આપવાનું નાજ પાડતા હતા કારણ કે ભુજના સત્સંગમાં વિખવાદ થાય પરંતુ જ્યારે ભુજના મહંત સદ્‌ગુરૂ શાસ્ત્રી ધર્મજીવનદાસજીએ સહી કરી મહારાજશ્રી ઉપર દીક્ષા આપવા માટે પત્ર લખ્યો ત્યારેજ દીક્ષા આપી છે તે મામલ અમદાવાદના મહારાજની રાખેલ છે કાપી આપતા નથી તમો ત્યાં આવો તો અમીન [illegible] બનાવવા તૈયાર છે [illegible] વડતાલવાળાએ વિરોધ કર્યો એટલે [illegible] સાધુઓએ પાછું પડ્યું છે છતાં [illegible] સુધીતો નવા કડવા સાધુઓ સાથે [illegible] અને ભુજમાં પણ ખાધું છે [illegible] વાતચીત [illegible] પલટાઈ છે વળી શ્રીહરિ પેપરમાં મુમના શબ્દ અમારા માટે વપરાયો છે તેથી અમારે મોઢું ઉંચું કર્યા જેવું રહ્યું નહિ કારણકે હવે તો અમે સો વર્ષથી સત્સંગી બની જેમનો બધીરીતે ત્યાગ કર્યો છે એવા બીન સત્સંગી કડવા પીરાણા ધર્મીઓ પણ અમને મુમના કહીને વગોવે છે અને કહે છે કે તમારાજ ધર્મના માસિક પેપરમાં તમે મુમના છો એવું સાબીત છે માટે તમો તો અત્યંત ઉતરતા છો એવું કહે છે આ રીતે સત્સંગ કરીને અમારે બન્ને બાજુથી સહન કરવાનું રહ્યું સાધુઓ તરફથી થએલું આ આક્રમણ છે જેથી અમને આટલું દુઃખ હોવા છતાં સહન કરીએ છીએ છતાં તેનું વ્યાજબી પરિણામ નહિ આવે તો અમારે છેવટે સરકારી શરણ તો લેવું પડશે આવો અત્યંત હીન તિરસ્કાર અમો ક્યાં સુધી સહન કરીએ વગેરે વગેરે તેમણે ઘણુંજ કહ્યું હતું અને ઠરાવ ને ફેરવવા માટે કહ્યું ત્યારે મેં કહ્યું કે ઠરાવ તો આખા ત્યાગી સમાજે કર્યો છે તે શાસ્ત્રીજી એકલા ફેરવવા ધારે તો ફરી શકે નહિ કારણ કે આખા વડતાલ દેશના ત્યાગીઓએ તે ઠરાવ નીચે સહીઓ કરી છે તે ત્યાગી સમાજ ઠરાવમાં ફેરફાર કરે તોજ થાય" વિગેર લાંબી વિનીત ચર્ચા કરી છે.

આનું વિવેચન કિંચિત કરીએ. આ પત્રમાં "વળી શ્રીહરિ પેપરમાં મુમના શબ્દ અમારા માટે વપરાયો છે." એમ કહે છે. આ શબ્દ અહિ અન્ય પ્રસંગથી આવ્યો છે. ખાસ નથી. એમાં જયશ્રીહરિનાં વર્ષ ૩ જું અંક ૭માં વડતાલ સભામાં થએલા ઠરાવના વિવેચન પ્રસંગે "એક મધુભાઈ જશભાઈ કે જેને સત્સંગી પણ ગણી ન શકાય તેનેજ પુછીને કેવળ ત્યાગીનીજ કોમને સ્પર્શતો સવાલ. (જેવો કે મુમના કોમને સાધુ કરવા કે ન કરવા) પણ આખા વડતાલ દેશના ત્યાગીઓની સહીઓ વિરૂદ્ધમાં હોવા છતાં ઉકેલી દીધો. અને ત્યાગી સમાજને ન્યાય આપવા જેટલું કે મનાવી લીધા જેટલું પણ વ્યવહારિક ડહાપણ વાપર્યું નથી આવી આપ ખુદી ભર્યું વલણ આચાર્યશ્રી ચલાવી રહ્યા છે." એમ સભાકૃત ઠરાવના પ્રસંગથી એ શબ્દ આવ્યો છે. માસિક તો ફક્ત ભુજમાં ને બળદીઆમાં જાય છે. બીજે કોઈ કડવાઓના ગામે જતું નથી તો "બીન સત્સંગી કડવા પિરાણા ધર્મીઓ પણ અમને મુમના કહીને વગોવે છે. અને કહે છે કે તમારાજ ધર્મના માસિક પેપરમાં તમો મુમના છો એવું સાબિત છે. આ હકિકત બીન સત્સંગી કડવાઓને કોણે પહોંચાડી એ એક જાણવા જેવી રહસ્ય વાત છે



આ મુળજીભાઈ વિગેરેની ચોખ્ખી ખટપટ છે. અને તે આ બાનું કાઢીને અમને ડરાવવા માટે છે. અને બીન સત્સંગીઓને પણ અમારી સાથે ઉશ્કેરવાની આ એક અદ્ ચાલાકી છે. આ પત્રમાં ભુજના સાધુઓ પ્રત્યે દ્વેષ અને રોષ ઠાલવેલો પ્રતીત થાય છે એને પરિણામે કેટલાક ખોટા આક્ષેપો અને અપવાદો પણ આપતાં ચુક્યા નથી. આ પત્રમાં અમારે માટે તો "છતાં તેનું વ્યાજબી પરિણામ નહિ આવે તો સરકારી શરણું લેવું પડશે." એવી પણ ધમકી આપી છે, શ્રીજીનું શરણું અને તેમના સંતોનું શરણું મુકીને હવે અમોને સજા કરાવવા માટે સરકારી શરણ લેવાનું કહે છે. આનું ઘણું વિશેષ વિવેચન ઉપર આવી ગયું છે. જેથી વિસ્તાર કરતા નથી આમાં અમારે તત્ત્વ એટલુંજ કહેવું છે કે આ લોકો વડતાલના ત્યાગીઓમાં ફુટફાટ કરવા માટે જબરી કોશિષ અને આક્રમણકારી પ્રવૃત્તિ ચારે તરફથી ચલાવી રહ્યા છે.

હવે આ પ્રસંગે અમને ગેરલાભનો સંભવ હોવાથી નિવેદન કરવા માગતા નથી પરંતુ જો નિવેદન ન કરીએ તો બીચારા એક આ પત્રને ખોટું લાગવાનો સંભવ જાણીને ઇચ્છા ન છતાં નિવેદન કરીને વિરામ પામવા માગીએ છીએ. તે નીચે મુજબ છે મારા તરફથી ધ. ધુ. આચાર્યશ્રી ઉપર છેવટનો વિનંતિપત્ર લખ્યો છે તેનું રૂપ નીચે મુજબનું છે

તા. ૨૮-૧૨-૫૭

સર્વશુભોપમા વિરાજમાન સર્વસદ્‌ગુણ પ્રકાશમાન ધ. ધુરંધર આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજની પવિત્ર સેવામાં

સેવક- હરિજીવનદાસના સપ્રણામ જયશ્રી સ્વામિનારાયણ વાંચશો

વિશેષ આપશ્રી કંજરી ગામે પ્રતિષ્ઠોત્સવ નિમિત્તે પધારેલા ત્યારે કોઠારી નારાયણમુનિદાસ તથા કોઠારી ચતુરભગત, શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસ તથા શાસ્ત્રી હરિભજનદાસ વિગેરે સાથે મળીને આપશ્રીને વિનંતિ કરેલી વિચારને અંતે કડવા પાટીદાર (મુમના) ને દીક્ષા આપવાનો ઠરાવ અમદાવાદના આચાર્ય અને ત્યાગીઓએ મળીને કરેલો અને તેમાં આપશ્રીએ સંમતિ આપેલી તે સંમતિ પાછી ખેંચી લેવાને માટે મુસદ્દો કરી મોકલવાનો કહેલો તે મુજબ મુસદ્દો શાસ્ત્રી હરિભજનદાસના હસ્તાક્ષરથી કરેલો કોઠારી નારાયણમુનિદાસ મારફત મોકલેલો તેની નકલ નીચે મુજબ છે.

નકલ

તા. ૧-૫-૫૭

વિશેષ અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રીના કહેવાથી કચ્છના કડવા કણબીઓને દીક્ષા આપવાના ઠરાવમાં અમોએ સંમતિ આપેલી પરંતુ તેમાં અંતરભેદ જુદી જાતનો જણાયાથી વડતાલની ગાદીના ત્યાગીઓએ સર્વાનુમતે તેના વિરોધમાં ઠરાવ કર્યો છે જેથી તે આપેલી સંમતિ તે પાછી ખેંચી લઈએ છીએ.

ઉપર મુજબનો મુસદ્દો મોકલ્યાને આજકાલ કરતાં ૬ માસ વિતી ગયા છે પણ કશો અમલ થયો નથી હવે જો આપની સાચી ઈચ્છા હોય તો ટુંકી મુદતમાં સંમતિ પાછી ખેંચી લ્યો અને વડતાલ ગાદીના તમામ ત્યાગીઓનો રાજીપો મેળવી લ્યો નહિ તો એ સંબંધમાં સર્જાયેલું જુનું નવું આખું રેકર્ડ બહાર પાડવાની ફરજ પડશે અને તેના પરિણામનો ભોગ આખો સંપ્રદાય થશે આ છેલ્લી ખાસ વિનંતિ તમારા અમારા શ્રેય માટે કરવામાં આવી છે તે સ્વીકારશો એજ લી. શાસ્ત્રી હરિજીવનદાસ.

ઉપર મુજબના પત્રનો કશો જવાબ અદ્યાપિ આપવામાં આવ્યો નથી અને વડતાલના ત્યાગીઓએ સર્વાનુમતે કરેલો ઠરાવ કે જેમાં તેમના ચાલુ કોઠારીઓ પ્રેસીડેન્ટો સદ્દગુરુઓ મંડળધારીઓ વિગેરે મોટેરાની સહીઓ છે તેમનો પણ અનાદર કરવામાં આવ્યો છે આ અનાદર ઓછો નથી પણ અવધિ છે આ રીતે પોતાના સેવકોનો ક્ષુદ્ર અર્થવશાત અનાદર થાય એ કોઈ રીતે ઇચ્છવા યોગ્ય નથી ત્યાગી સભાએ મને પ્રમુખ તરીકે વરેલો હોવાથી મારે જ આ જવાબ આપવો પડ્યો છે તો ક્ષમા કરશો આ રીતે આવશ્યક નિવેદન છે.

**ધ. ધુ. આચાર્યશ્રીઓને સવિનય વિનંતી**—સંપ્રદાયમાં જે કોઈ કાર્ય કરવાનું આવે તે સુવિચારીને કરવાનું છે. સહસા કરવા જેવું નથી. ખાસ ત્યાગી કોમને સ્પર્શતા સાધુ દીક્ષા પ્રશ્નમાં હસ્તક્ષેપ કરવો જોઈતો ન હતો. કચ્છમાં પીરાણા ધર્મ કે જે અંશથી યવન ધર્મના મિશ્રણવાળો હોઈને તેમાં અનુરાગવાળા બનેલા કચ્છી કડવા કણબીઓને દીક્ષા નહી આપવાનો ઠરાવ સંપ્રદાયના આરંભથી તે અત્યાર સુધી પ્રચલિત હતો. તેમાં તેનો ભંગ કરવાથી હાલમાં બન્ને ગાદીના આચાર્યો અને અમદાવાદ ગાદીના થોડા ત્યાગીઓએ મળીને અને તેમાં વડતાલ ગાદીના ત્યાગીઓને નહિ પુછીને કરેલો હોવાથી વડતાલના ત્યાગીઓએ જે ઠરાવ પાછો ખેંચી લેવાની વિનંતિ કરી તેનો અનાદર કરવાથી સંપ્રદાયભરમાં દેશ વ્યાપી વિક્ષેપ થયો છે. તો એ ઠરાવ બન્ને ગાદીનો હિતકર હોવાથી પાછો ખેંચી લેવો જોઈએ અને વિક્ષેપ મટાડી દેવો જોઈએ. એવી અંતે નમ્ર વિનંતિ છે.

**અમદાવાદના ત્યાગીઓને સવિનય વિનંતિ**— જે પ્રશ્ન ખાસ બન્ને ગાદીના ત્યાગીવર્ગને સ્પર્શતો હોય તેમાં તે કોમને પ્રથમ પુછવું જોઈએ એ ન્યાયસરની વ્યાજબી વાત છે. એ બાબતને તમારા વૃદ્ધોએ પણ અત્યાર સુધી ઇચ્છેલી હતી કે વડતાલવાળાને પુછીને કરવું જો પુછ્યા વિના કરાય તો વિક્ષેપ થાય. પૂર્વે બન્ને ગાદી વચ્ચે સહપંકિત ભોજનમાં સકારણ કાંઈ ભંગાણ પડેલું તેનું સંધાણ બન્ને ગાદીના આચાર્યો અને ત્યાગીઓએ કરેલું. અત્યારે જે સાધુ કોમનો ખાસ પ્રશ્ન હતો તે તમોએ એકલાએજ ઉકેલ્યો છે, તેમાં વડતાલ ગાદીના કોઈપણ ત્યાગીને પુછવામાં આવ્યું નથી હજી પણ પૂર્વવૃદ્ધોએ જે પ્રણાલિકાથી પડેલા ભંગાણનું સંધાણ કર્યું હતું. તે રીતે સંધાણ થઈ શકે છે. આમાં જેની સાથે વર્ષોથી ભોજન વ્યવહાર છે અને રાખવાની જરૂર છે એવા વડતાલના ત્યાગીઓને એથી વધુ વિષમ લાગે એ સહજ છે સ્વમાનને સમજતો કોઈપણ ત્યાગી એને સહન કરી શકે નહી. બધા સવાલોનું સમાધાન શકય છે પણ આ સવાલનું સમાધાન શકય નથી. આ ઉપરની બાબતમાં વડતાલવાળાનો દોષ કાઢો એ વ્યાજબી નથી તે આ નિવેદનથી સમઝી શકાશે આમાં અવિવેકથી કાંઈ અધિક કહેવાયું હોય તો પોતાના જ્ઞાતિબંધુ જાણીને ક્ષમા કરશો.

**વડતાલના ત્યાગીઓને વિજ્ઞપ્તિ** :- બન્ને દેશના ધ. ધુ. આચાર્યો અને અમદાવાદગાદીના કેટલાક ત્યાગીઓએ આપણને વગર પુછે જે સાધુદીક્ષાનો પ્રશ્ન એક પક્ષી ઉકેલ્યો અને તેને પરિણામે આપણે એની સામે વિરૂદ્ધ ઠરાવ પાછો ખેંચી લેવાનો કર્યો તે ઠરાવ જો પાછો ખેંચી ન લે તો તેનો કાયમી અમલ કરવાનો બીજો



ઠરાવ કર્યો છે તેમાં સર્વેએ સંમત રહેવું તેમાં આપણને ગમે તેવું દુઃખ આવે તો પણ સ્વમાન ખાતર સહન કરવું જોઈએ પૂર્વવૃદ્ધોએ એવું દુઃખ સહન કર્યું છે અને પાળવાથી સારાં વાનાં થયાં હતાં માટે આમાં પાછો પગ નહિ ભરતાં જે ઠરાવ થયો છે તે પાળવો જોઈએ બીજું ઉપરના ઠરાવમાં મને પ્રમુખતરીકે પસન્દ કરેલો હોવાથી તેની ફરજ મેં પરિપુરી બજાવી છે જે ઠરાવમાં તમોએ કિંમતી સહી કરી છે અને એમાં જે શબ્દો લખ્યા છે તે કોઈ રીતે ખોટા નજ થવા જોઈએ એમ જાણીને આ નિવેદન લીધી છે તે સફળ કરશો એવી આશા છે.

**અમદાવાદ ગાદીના હરિભક્તોને વિજ્ઞપ્તિ** — આ પુસ્તિકા વાંચીને વિચારીને તમારો ઉચ્ચ અભિપ્રાય સંપ્રદાયાનુસારી જણાવશો અમદાવાદ ગાદીના આગેવાન હરિભક્ત મીસ્ત્રી જેરામભાઈ અને કચ્છના લેવા પાટીદારો તેમજ બીજા દેશના હરિભક્તોએ પીરાણા ધર્મમાં પ્રવેશેલા કચ્છી કડવાઓને દીક્ષા નહિ આપવાનો સકારણ અભિપ્રાય દર્શાવેલો તો આચાર્યશ્રી અને કેટલાક સહી કર્તા ત્યાગીઓએ જે એકપક્ષી આપખુદી સત્તાથી ઠરાવ કર્યો છે તે પાછો ખેંચી લેવાની ભલામણ બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે થયેલા વિક્ષેપને મટાડવા માટે કરવી જોઈએ.

**વડતાલ ગાદીના હરિભક્તોને સમયાનુસાર વિજ્ઞપ્તિ** — વડતાલ ગાદીના ત્યાગીઓએ સંપ્રદાયની પ્રથા, ધોરણ શિષ્ટાચાર અને પૂર્વ કરારોને અનુસરીને જે ઠરાવ કર્યો છે તેને અનુમોદન આપશો પૂર્વે એવો વિગ્રહ બન્ને ગાદીના ત્યાગીઓ વચ્ચે પ્રવર્તેલો તેમાં સર્વ હરિભક્તોએ સાથ સહકાર આપેલો સર્વજન વિદિત છે અને એક દેશી, એકપક્ષી, આપખુદી, જોહુકમી ઠરાવ વડતાલ ગાદીના ત્યાગીઓને તુચ્છ ગણીને કર્યો છે તે તરફ અણગમો દર્શાવતો અભિપ્રાય પણ ગામો ગામથી રીતસરનો લખી મોકલશો અને એ બાબતમાં હજી પણ જે કોઈ પણ ઠરાવ ત્યાગીઓ કરે તેમાં સંમત રહેશો આ એક આખી વડતાલ ગાદીનો વ્યાજબી પ્રશ્ન ત્યાગીનાત સંબંધનો છે તે જે કોઈ રીતે સાક્ષાત કે પરંપરાએ તમોને પણ લાગુ પડતો છે.

**કચ્છના કડવા કણબીઓને વિજ્ઞપ્તિ** — તમારા પૂર્વજોઓ પીરાણા ધર્મમાં પ્રવેશ કરવાથી સાધુદીક્ષામાં પ્રથમ ભુજના અને પછી અમદાવાદ, મુળીના સાધુઓએ અને આચાર્યોએ શ્રીજી અને નંદ સાધુઓના સમયથી સાધુ દીક્ષામાં વિરોધ કરેલો તે તમારા સંપૂર્ણ અનુભવમાં છે આ પ્રશ્ન સાધુ કોમનો હોવાથી વડતાલના ત્યાગીઓને પુછ્યા વિના જાણ કર્યા વિના એકલા અમદાવાદના થોડા ત્યાગીઓએ ઉકેલી દીધો તેને સ્વમાનવાળા વડતાલના ત્યાગીઓ મોટું અપમાન અસહ્ય માને છે એ પરિણામે એમને વિરૂદ્ધ ઠરાવ કરવાની ફરજ પડી છે તમારો પ્રશ્ન તમારી ગાદીએ ઉકેલાઈ ગયો છે માટે હવે જેની સાથે દેવ, આચાર્ય, દેશ, આદિકનો સંબંધ નથી એવી વડતાલ ગાદી સાથે તમારે વિગ્રહમાં ઉતરવા જેવું નથી તમોને તમારા આચાર્યશ્રીએ શુદ્ધિ કરાવીને પાવન કરાવીને સત્સંગી તરીકે સ્વીકાર્યા અને વળી પાર્ષદ, ભક્ત કે જેનો સમાવેશ ત્યાગીઓમાં છે તેમાં પણ અધિકાર અપાવ્યો છે. એટલાથી સંતોષ નહિ પામતાં સાધુદીક્ષામાં અત્યાગ્રહ

કર્યો અને પ્રથમ ભુજના સાધુઓ તે પછી અમદાવાદ દેશના સાધુઓ અને તે પછી વડતાલ દેશના સાધુઓ કે જે તમારે તો દર્શનીય સ્પર્શનીય, નમનીય, પરિચરણીય, ભોજનીય, પૂજનીય, છે. તેમનો અપરાધ વર્ષોથી કરતા આવ્યા છો તેમની માફી માગવી જોઈએ અને હજી પણ એ આગ્રહનો મહાન વિક્ષેપ થવાનો જાણીને તેને છોડી દઈને સંતોષ માનવો જોઈએ સત્સંગી તરીકેનું અને પાર્ષદભક્ત તરીકેનું પદ કાંઈ અલ્પ નથી ગુજરાત, આદિ દેશ કે જે લક્ષ્મીનારાયણ દેવની ગાદીનેજ આવે છે તેમના સંતોની સાથે દીક્ષાનો આગ્રહ લઈ પડયા છો તે ખોટો દોઈને સ્વાનર્થકારી સમજીને છોડી દેવો જોઈએ એમાં તમને બન્ને લોકમાં અનર્થ છે દીક્ષાસંબંધનો તમારો આખો ઇતિહાસ જોઈએ તો તમારાથી સંતોનો ઘણો દ્રોહ થયો છે અને આચાર્યોને પણ વિના કારણે અનેક ઉપાધિઓમાં પડવું પડયું છે જેથી એ આગ્રહ હવે છોડી દેશો જાતિમાં કે કુળમાં જે કાંઈ દોષ પૂર્વજોએ કરેલો હોય તે વંશપરંપરામાં લાગુ થાય છે એમાં બીજાનો દોષ કાઢવો ઉચિત નથી પોતે પણ દોષમાં કારણ હોય છે માટે અમોએ અમારા ઠરાવમાં "પીરાણા (મુમના) કે ઉતરતી કોમના" લખ્યા છે તે કોઈ પૂર્વગ્રહથી નથી પણ તમારા દેશ પરંપરાગત છે તે શબ્દો તમોને બહુ ખોટા ઉતરતા લાગતા હોય તો તમોને સત્સંગી ગણીને તે શબ્દોથી વ્યવહાર કરીશું નહી પરંતુ તમારે હવે સાધુદીક્ષાનો આગ્રહ કે એને માટે વિગ્રહ કરવો ન જોઈએ એથી સત્સંગીપણાની પણ પદવી અફળ અનુપયોગી થઈ જાય છે સત્સંગી પદ અને પાર્ષદભક્ત તરીકેનું પદ તમને તન મન. ધનના પુષ્કળ પ્રયાસથી મળ્યું છે એ કાંઈ ઓછું નથી એમ માનીને સંતોષ માનો અને બન્ને ગાદીના ત્યાગી અને આચાર્યો વચ્ચે જે અનિચ્છનીય અવર્જનીય, અવર્ણનીય વિગ્રહ થયો છે તેને મીટાવી દો કદાપિ અમારો ઠરાવ પાછો ન ખેંચી લઈએ અને એનો અમલ કાયમી રહે તો પણ કશી હાનિ હોય તમને નથી તમારૂં ધારેલું અમદાવાદ ગાદીએ સિદ્ધ થયું છે વડતાલગાદી તો પૃથક છે.

**વાંચકોને વિનંતિ :–** આ નિવેદનમાં પ્રસંગાત અનેક વિષયો વિચિત્ર વિવિધ વિષમ વર્ણવ્યા છે જેથી કોઈને અણગમો આવે પરંતુ આ એક ઇતિહાસ છે એમ જાણીને સ્વીકારશો. એવી આશા છે. આમાં શબ્દથી કે અર્થથી કે પ્રેસથી જે કોઈ અશુદ્ધિ દોષ થયો હશે તો તેને સુધારીને વાંચશો આ આવશ્યક નિવેદનના મુદ્રણમાં જે કોઈએ ખરે સમયે આર્થિક સહાય આપી છે તેમનો આભાર માનું છું અને જે કોઈ ત્યાગી હરિભકતો આમાં મદદ કરશે તેમનો પણ આભાર માનવાનો રહેશે.

સૂચના :– કેટલીક નાની બાબતો આમાં રહી ગઈ છે અને વળી ભવિષ્યમાં બહુ બનાવો માહા કેસ વિગેરે થવાની આગાહી છે જેથી બીજો ભાગ બનાવવાની શકયતા હોવાથી આને પ્રથમ ભાગ તરીકે ગણ્યો છે.

ओं । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
। तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै । ओं शान्ति: शान्तिः शान्ति :

લી. શાસ્ત્રી હરિજીવનદાસજી. ( વડતાલ )